# ચમતકારી તારા

અને

# સંસારનોમત


રચનાર.

હકીમ હાફીઝ અબદુલઅજીજ વા૰

હાફીઝ ખોદાબખસ.



પ્રસિદ્ધ કરનાર.

બી. કે. બનારસવાળાની કંપની.

મેનેજર.

સેખ ખુબમીયાં દાદામીયાં.





ઇ૰ સ૰ .૦૬ સં૰ ૧૯૬૨

( કીમત આઠ આના. )

અમદાવાદ.

ધી જોલી પ્રિન્ટીંગ વર્કસ.

# ચમતકારી તારો

અને

# સંસારનો મત.


રચનાર.

હકીમ હાફીઝ અબદુલઅજીજ વા૦

હાફીઝ ખોદાબખસ.





પ્રસિદ્ધ કરનાર.

બી. કે. બનારસવાળાની કુંપની.

મેનેજર.

સેખ ખુબમીયાં દાદામીયાં.





ઈ૦ સ૦ ૧૯૦૬ સં૦ ૧૯૬૨

( કીંમત આઠ આના. )

અમદાવાદ.

ધી જૉલી પ્રિન્ટિંગ વર્કસ—અમદાવાદ.

બેઅંત.                    બેઅંત.                    બેઅંત.

આ ચોપડીને વાંચનારા સરવે સદ ગૃહસ્થો અને મીત્રોને ખુશ ખબર શાથે વિનંતી કરવામાં આવે છે જે આ અમારા લખેલા પાંનાઓ ઉપર મેહેરબાનીની નજરથી જોઇને ઇનસાફ પસનંદ લોકોને ગુજારીસ જે.
આ ચોપડીની અંદર કાંઇ પ્રકારની ભુલભાળ હોય તેને પોતાની મેહેરબાનીથી સુધારી અને દુરૂસ્ત કરી કંપની અને આજીજ ઊપર મેહેરબાની કરી વાકેફ કરશો જેથી આપ લોકોનો ઊપકારક માનવા હાજરછું કેમકે હું પુરી પુરી ગુજરાતી બોલચાલ નાજાણવાથી કેટલાક સબદોમાં ભુલભાળ હશે હવે આ પડલી ભુલચુક હોય તેને સુધારવુ આપ લોકોનીજ નેકનામીછું માટે કેટલાક મહેરબાનોના કહેવાથી આ ચોપડી ગુજરાતી જબાનમાં બનાવવાનો શોખ થયો જેથી ઊરદુ ઝબાન મુકીને ચાલુ ગુજરાતી ઝબાનમાં રચવાનો મન થયું છે હવે નમસ્કાર છે.

---

બચ્ચાઓ બચ્ચાઓ

અહા. હા. હા. અહા. હા. હા.

એક અચમભા હમને દેખા બંદરના આજ અહાહાહાહા આશું છે. મદારીનો ખેલ છે બીજુ શું છે બપોરપછી દહાડના પાંચ વાગ્યાના આશરે પીલી પીલી ધુપો લાલ લાલ વાદળાં ટાઢી ટાઢી પવન અમદાવાદનો નજરબાગ તેનાં અંદર પાણીના હોઝ આસપાસ ઝાડ ફુલ અને ફુવારાનો દીપશાન નજારો એવો મઝા આપતો હતો કે શોખીનોની આંખોમાં લેહેર આવી જતી હતી આવા સંભવના અંદર એક બાજીગર આવી પહોચ્યો (કડડડધમ) (કડડડધમ) (કડડડધમ) એટલામાં તો છોકરાં ભેગાં થઇ ગયાં ને વાહવા વાહવા વાહવા

ચંદુ--આતો બાજીગર નથી.

નથેખાં—ના ના આતો બાજીગર છે.

ચંદુ—કદાપી બાજીગર ના હોયતો

નથેખાં—જા જા છોકરા બાજીગર હૈ દેખ પીછાના

ચંદુ—ના ભાઈ આ બાજીગર નથી હું ઠીક કહુછું

નથેખાં—વાણીયાભાઈ શું બોળેછે.

ચંદુ—તો ત્યારે હમણા બતાવુંછું જો ત્યારે હમણા બતાવુંછું.

એટલામાં એક પોલીસ કાનસટેબલ આવી પહોંચ્યો.

પોલીસ—શું ગડબડ છે ચાલ્યો જા મદારી ચાલ્યા જાવો આ સરકારી રસતા ઉપર શું હુલડ મચાવ્યું છે ચાલ્યા જાવ ચાલ્યા જાવ.

બાજીગર—અછા સરકાર અભી ચલે જાઇયે.

પોલીસ—અછા જલદી ચલા જાવો ઉદા

બાજીગર—કોઇ દીન હમહું સીપાઇ રહેન

પોલીસ—કયા બોલા કયા બોલા

બાજીગર—સાહેબ કુછ નહી.

પોલીસ—જાવ જાવ.

નથેખાં—ચંદુભાઇ એમાં કાંઇ ગડબડ માલમ પડે છે.

ચંદુ—છાના રહો છાના રહો

નથેખાં—ના ના તમારૂ કહેવું ઠીક છે હા હા મને એક વાત યાદ આવી.

ચંદુ—શું વાત છે કહોતો ખરા.

નથેખાં—ના ના હવે તો ભુખ લાગી છે ઘેર જઇશુ.

ચંદુ—ચાલો ચાલો મારે પણ ઘેર જવુંજ છે.

ચંદુ અને નથેખાં બન્ને જણા પોતાને ઘેર જવા લાગ્યા એટલામાં બાજીગરે પટારો ઉઘાડયો અને એના અંદ રથી એક જુની ખોપરી કહાડી અને તેના ઉપર કાંઇ મંત્ર

પઢવા લાગ્યો અને તે ખોપરીને ભોંય ઉપર મુકી દીધી. અને તે ખોપરીના આજુબાજુ સાત આંટા ફરીને એક લાત મારી એટલે તે ખોપરીનો એક સાત વરસનો છોકરો થઇ ગયો. અને તે છોકરો કહેવા લાગ્યો કે હું એક ભવમાં મોટો રાજવંસી કુંવર હતો અને મારે ત્યાં એક મારો વજીર હતો. તે વજીર ઘણોજ ચાલાક તથા બાંહોશ હતો. એક દીવસે હમે બંને જણા સહેલ તરીકે જંગલમાં ઘણા દુર નીકળી ગયા જંગલમાં આજુબાજુ ડુંગરો તથા રળીઆમણા ઝાડોની રાહેલ કરતા કરતા ઘણા દુર હમે બંને જણા નીકળી ગયા જતાં જતાં હમોને સાંજ પડી ગઇ ત્યારે હમે બંને જણાએ એક સારી જગ્યા જોઇને ત્યાં મુકામ કરીને બેઠા અને આમ તેમની વાતો કરતા હતા. એટલામાં હમે શું જોઇએ છીએ કે એક મોટો અસદાહા અગર મોટો સાપ આવ્યો અને મારા પ્રધાનને લઇને ચાલ્યો ગયો તેના ગયા પછી મને ઘણોજ સંતાપ થયો ને હું એકલો પડી જવાથી ઘણો ઉદાસ થઇને બેઠો હતો અને મને કાંઇ પણ ગમ પડતી નહોતી અને એ ચીંતામાંને ચીંતામાં મને ઉંઘ આવી ગઇ અને હાલમાંને હાલમાં હું ઉંઘમાંજ છું.

**બાજીગર—સચ બોલ ખોપરી બચ્ચા સચ બોલ.**

ખોપરી—ના ના હું ઉંઘમાં નથી હું વાતો કરૂછું

બાજીગર—ફીર ક્યા હુવા બોલો બચા સચ બોલો

ખોપરી—એટલામાં હું શું જોઉછું કે તેજ અસગર અગર મોટો સાપ મારી રૂબરૂમાં મારી પાસે આવ્યો એ મને પણ ઉપાડીને ચાલતો થયો.

બાજીગર—બચા જુઠ બોલના નહી.

ખોપરી—તે અસદાહા મને લઇને ઘણો દુર નીકળી ગયો ને જતાં જતાં ધરતીની અંદર મને લઇ ગયો.

બાજીગર—હાહા બોલો બચા ફીર ક્યા હુવા.

ખોપરી—ત્યાં મને તે અસદાહે એક મોટા ગંજાવર મકાનમાં મુકી તે ત્યાંથી ચાલ્યો ગયો. અને તેના ગયા પછી હું એકલો બેસી બેસીને થાકયો ત્યારે હું ઉભો થઇને તે મકાનની રચના જોતો જોતો આમતેમ ફરતો હતો. એટલામાં મારા કાને કોઇ માણસનો વાત કરવાનો અવાજ સંભળાયો તે અવાજના આધાર ઉપર હું બીજે રસ્તે દરવાજાની બહાર નીકળ્યો અને જ્યાંથી અવાજ આવતો હતો તે તરફ ગયો. અને ત્યાં જઇને હું શું જોઉછું કે મારોજ પ્રધાન તથા એક બીજો માણસ બેઠા છે અને તેજ બંન્ને વાતો કરે છે. એટલામાં મારા પ્રધાનની નજર મારા ઉપર પડી. એટલે તે તરત ઉભો થઇને મારી અદબ

બજાવીં લાગ્યો. અને હુ પણુ મારા પ્રધાનને જોઇને ઘણુાજ ખુસી થયો. અને મને પ્રધાન કહેવા લાગ્યો કે સરકાર આ માણુસ બેઠો છે. એમને તમો ઓળખોછો કે, એ કોણુ માણુસ છે. ત્યારે મેં કીધું કે, ના હું એ માણુસને બીલકુલ ઓળખતો નથી. ત્યારે પ્રધાન બોલ્યો કે સાહેબ આ માણુસ આપને તથા મને પેલા જંગલમાં-થી ઉપાડી લાવ્યો છે. તે આજ માણુસ છે. એ અસ-દાહા નથી. એ પણુ આપના જેવા મોટા રાજવંસી રાજા છે. પણુ એક વરસ દહાડામાં સાડાત્રણુ દીવસની એમના ઉપર દશા આવે છે. તે દશાના લીધે એમનું ડોળ ફરી જાય છે. ને અસદાહાનો અવતાર આવે છે આજેજ એમના સાડાત્રણુ દીવસ પુરા થઇ ગયા છે. ને આજેજ હમણાં જોતા જોતામાંજ એગનો માણુસનો અવતાર થઇ ગયો છે.

હવે અહીંઆંથી અસદાહ અને રાજાના સાથે સરવે વાતચીત થઇ અને તે રાજાની એક દીકરી ખમરૂનીસા બેગમ નામની હતી. તે ઘણી ખુબસુરત ચાલાક તથા બહા-દુર હતી તે ખમરૂનીસાની નજર પેલા રાજા ઉપર મોહી ગઇ અને પોતે નીશ્ચે કરયો કે પરણું તો આજ રાજા સાથે નહી તો મારે પરણુવું નથી. તે વાત પોતાના બાપના જાણુવામાં આવી તે પણુ રાજાથી ઘણો ખુશી હતો.

અને પોતાની દીકરીની મરજી જોઈને પોતે પણ ખુશી થઇ કહેવા લાગ્યો કે આવો સમય ફરી ફરીને આવવાનો નથી. તેથી પોતાની દીકરીની મરજી પ્રમાણે તેજ રાજા સાથે પોતાની દીકરી ખમરૂનીસાંની સાદી પેલા રાજા ખુરસીદઆ-લમ જોડે કરી આપી. ત્યાર પછી રાજા તથા નવી રાણી તથા વજીર ખુશી આનંદમાં પોતાના દીવસ ગુજા-રવા લાગ્યાં તે વાતને ઘણા દીવસ વીતી ગયા. ત્યાર બાદ એક દીવસે રાજા તથા ખમરૂનીસાં બને જણાં કાંઇ આમ તેમની વાતો કરતા હુતા. તેવામાં એક વીંછી કાળી ભમર જેવી રાજાના રૂબરૂમાં આવી ઉભી થઈ. અરજ કરવા લાગી કે હું આપના વજીરજીની તારીફ સાંભળીને ઘણા દુરથી આવુંછું અને આપ મારા ઉપર મહેરબાની કરીને તમારા વજીરને તેડાવીને મારી અરજ ધ્યાનમાં લઈને મારી મદત કરો એટલામાં વજીર પોતેજ આવી પહોચ્યા અને દરવાને આવી અરજ કરી કે સાહેબ વજીર સાહેબ આ-વ્યા છે. આપનો હુકમ માગે છે. ત્યારે રાજા બોલ્યા કે આવવાદો ત્યારે વજીર રાજા પાસે આવી હાજર થયા. હવે ત્યાં રાજા ખુરસીદઆલમ તથા ખમરૂનીસાં વજીર તથા તે આવેલો વીંછી એ ચારે જણા ભેગા થયા.

અસરતીઆાં કહેવા લાગી કે વજીર સાહેબ આ વીંછી તમ ને યાદ કરે છે.

વજીર—વીંછી શું અને વાત શું.

રાજા—આ વીંછી આપણા પાસે કાંઈ ફરીઆદ કરવા સારૂ આવ્યો છે.

વજીર—માથું નમાવીને કહેવા લાગ્યો કે એની અરજ ધ્યાનમાં લેવી જોઈએ કે એ શું અરજ કરવા આવ્યો છે,

રાજા—ત્યારે તમે એની વાત સાંભળો કે એ શું કહેવા માગે છે.

વજીર—વીંછી બોલ તારી શું ફરીઆદ છે.

વીંછી—સરકાર આપના રાજમાં ઘણોજ જુલમ થઇ રહેલોછે

વજીર—હમારા રાજમાં શું જુલમ થાય છે તે બયાન કર.

વીંછી—કેટલી કીડીઓએ મળીને મારો રહેવાનો મકામ પડાવી લીધો ને મારા નાના પશુઓને મારી નાખ્યાં.

રાજા—વજીર તમે જાવ ને આ બાબતનો પુરેપુરો તપાસ કરીને આ વીંછીને મદત આપો.

વજીર—બંને હાથ જોડીને કહેવા લાગ્યો કે બહુ સાર સાહેબ.

વીંછી—વજીર સાહેબ આપ તાકીદથી મારી સાથે આ વવા મહેરબાની કરો.

વજીર—હાં સારૂ ચાલું છું એમ કરીને બ'ને જણાં બહાર નીકળ્યાં. વીંછી કહેવા લાગયો કે મારી પીઠ ઉપર બેસી જાવ ત્યારે વજીર વીચારમાં પડી જઇ કહે છે કે, આટ સા નાના વીંછીની પીઠ ઉપર હું કેવી રીતે બેસી સકીસ. એવો વીચાર કરે છે ત્યારે વીંછી કહેવા લાગયો કે વજીર સાહેબ શું વીચાર કરો છો. આવો તાકીદથી બેસી જાવ

વજીર--અરે વીંછી તું કાંઇ ગાંડો તો થઈ નથી કે તારી પીઠ એવી કેટલી મોટી છે કે હું તારી પીઠ ઉપ ર સવાર થાવું.

વીંછી--વજીર સાહેબ તમે કાંઇ પણ ગભરાસો નહી.

વજીર—તારી પીઠ ઉપર હું કેવી રીતે બેસી સકીસ.

વીંછી—સાહેબ મારી પીઠ એવી મોટી છે કે તમે નીરાંતે સુઈ સકસો બેસવાનું તો સું.

વજીર કહેવા લાગયો કે આ વાત મારી ધ્યાનમાં આવતી નથી.

વીંછી—ત્યારે તમો તમારી આંખો મીચી દયો.

વજીર વીંછીના કેવાથી પોતાની આંખો મીચી.

વીંછી—હવે તમે તમારી આંખો ઉઘાડીદો.

વજીર--પોતાની આંખો ઉઘાડીને શું જુવે છે. કે પોતાની પાસે એક ઘણો ખુબસુરત ઘોડો ઉભો છે ને ત્યાં વીંછી કાંઇ નજર પડતો નથી.

ઘોડો—વજીર સાહેબ આપ મારી પીઠ ઉપર ઘણી ખુશીની સાથે સવાર થઈ જાવ.

વજીર—આ વાત સાંભળીને તે પાસે ઉભેલો ઘોડા ઉપર સવાર થઈ ગયો અને ઘોડો પુર જોસથી દોડવા લાગ્યો અને ઘણી, મજલો કાપતો તે ઘોડો એક દરીયા કીનારે જઈ પહોચ્યો. હવે વજીર મનમાં વીચાર કરે છે કે હવે આ દરીયામાં કેવી રીતે જઈ સકીશું ત્યારે ઘોડો કહેવા લાગ્યો કે હવે વજીર સાહેબ તમે મારી પીઠ ઉપરથી નીચે ઉતરી જાવ ત્યારે વજીર ઘોડા ઉપરથી નીચે ઉતરી પડયો.

વજીર—ઘોડા ઉપરથી ઉતરીને મનમાં વીચાર કરે છે કે હવે સું થાય છે તે જોવું.

ઘોડો—બોલવા લાગ્યો કે વજીર સાહેબ તમો તમારી આંખો મીચી દ્યો.

વજીર—ઘોડાના કહેવા મુજબ પોતાની આંખો મીચી લીધી.

ઘોડો કેહેવા લાગ્યો કે સાહેબ તમારી આંખો ઉઘાડીદો.

વજીર આંખો ઉઘાડીને શું જુવે છે કે ત્યાં ઘોડો નથી. પણ દરીયાની અંદર એક મોટી નાંવ તેયાર છે ત્યારે વજીર તરત તે નાંવની અંદર એકદમ સવાર થઈ ગયો અને તે નાંવ ચાલવા લાગી એટલામાં ત્યાં આગળ વજીર શું જુવે છે કે, એક કાચબો તે નાવની પાસે આવી પહોંચ્યો.

ને પોતાનાં પંજાથી તે નાંવ પકડી લીધી. અને વજીરને કહેવા લાગ્યો કે હું ઘણા દીવસથી તમારી વાર જોઈને બેસી રહયોછું કે વજીર આવશે ત્યારેજ મારી અરજ પુરી થશે. માટે આપ આવ્યાછો તો મારા ઈનસાફ કરીને જજો એટલું બોલીને નાંવને ચાલતી અટકાવી ઉભો થઈ રહયો ને કહેવા લાગ્યો કે તમે ખુરસેદ આલમ રાજાના વજીરછો તે સાંભળીને વજીર ઘણો વીચાર કરવા લાગ્યો. વજીર કહેવા લાગ્યો તને કેમ ખબર પડી કે હુંજ રાજાનો વજીર છું એવી તને શી ખબર.

કાચબો—મારી ઉમર સાતસો વરસની છે.

વજીર—હો. હો. તારી ઉમર સાતસો વરસની છે.

કાચબો કહેવા લાગ્યો કે હાં સરકાર મારી ઉમર સાત સો વરસની છે.

વજીર—તારૂં બોલવું મારી ધ્યાનમાં કાંઇ આવતું નથી કાચબો કહેવા લાગ્યો કે એક દીવસે હું દરીયાની અંદર સહેલ કરતાં કરતાં દરીઆની બહાર નીકળી પડયો એટલામાં હું શું જાણુ છું કે એકદમ દરીયાનાં અંદર એવું તોફાન આવ્યું કે અમો બધા દરીયાના રહેનારા ગભરાઇ ગયા ને એના અંદરથી કેટલાક હેબકથી તથા ડરના લીધે મરી ગયાં થોડીકવાર પછી શું જોવું છું કે, એક ડુકો દરીયા

નાં અંદરથી નીકળી ચાલ્યો આવે છે અને તેના પછવાડે કેટલુંક લસકર અને ફાજ પણ ચાલી આવે છે તે લોકો થી પુછવા લાગ્યો કે આ લશકર કયાંથી ચાલ્યો આવે છે. તે મારી વાત સાંભળીને તેના અંદરથી એક જણો કહેવા લાગ્યો કે અમો આ દરીયાની અંદર એક મકાન બનાવ વા સારૂ ગયા હતા.

આ વાત સાંભળીને મને ઘણો અચંબો થયો ને આ વ: ત સાંભળીને હું મારા રહેવાના ઘરની તરફ ચાલ્યો ગયો જ્યારે હું મારા મકાનની હદની અંદર આવી પહોચ્યો ત્યા રે હું શું જોઉછું કે, ત્યાં મારા રહેવાના ઘરની જગ્યા જ- ણાતી નથી અને તેના બદલામાં ત્યાં મોટા ગુંબજ માલમ પડે છે. ને ત્યાં આગળ મારૂં ઘર તથા મારાં નાંનાં નાંનાં બચાં એમાંનુ કસુ એવુ જણાતું નથી તે જોઈને હું ઘણો દીલગીર થયો ને મારી બઈરી તથા બચ્ચાં નહી મ- ળવાથી હું ઘણો ચીંતાતુર થઇ ગયો ને તે ચીંતામાં ફરતા ફરતા મને બસો વરસ થઇ ગયાં એક દીવસે હું આજ ઠે- કાણે બેસી મારા કરમની કાંહણી યાદ કરી ને પરમેશ્વરની ભકિત કરતો હતો એટલામાં ઘણાં જોસથી પવન ચાલવા લાગ્યો ને થોડીકવાર પછી કોઇ સાધુસંત જેવો એક માણસ પવનના અંદરથી નીકળીને મારી પાસે આવી ઉભો થઈ ગયો

તે મને કહેવા લાગયો કે તમે અહીઆં કેમ બેઠા છો તમારી શું હકીગત છે. તે મને તમે કહો ત્યારે સાધુની વાત સાંભળી ને મને ઘણી ખુશી પેદા થઇ ને મેં મારી સરવે હકીગત તે સાધુની આગળ જાહેર કરી ત્યારે મારી સરવે વાત પુરી સાંભળી ને પેલા સાધુએ મારા માથા ઉપર હાથ ફેર-વીને કહેવા લાગ્યો કે બચા તું કાંઈ ફીકર ચીંતા કરોસ નહી. અને આજથી બસો વરસ તારી દસાનાં બાકી રહે લાં છે ને તે આજથી બસો વરસનાં અંદર આ જગયાએ કોઇ પણ માણસ આવસે નહી ને જે દીવસે બસો વરસ પુરાં થસે તેજ દીવસે એક માણસ આજ ઠેકાણે આવસે અને તે માણસ એક નાવની અંદર બેઠલો તમને મલ સે તેનું નાંમ મેહેર આલમ હસે અને તે આવીને તમારૂં ઘર તમોને અપાવશે અને તે જાદુના કોટ તોડીને તેનો નાસ કરસે અને તેના અંદર કેટલોક માલ અને ખજાનો છે. તે પણ તમારા હાથ લાગશે આ વાત સાભળીને હું ઘણો ખુસી થયો અને ત્યારથી હું તમારી વાટ જોઇ આજ ઠેકા ણે બેસી રહયો છું તે તમારીજ ઈંતેજારી માંછું કે એ દીવસ ક્યારે આવશે. કે મારી દશા ઉતરસે ને હું મારા છોકરા લઇ આજથી લેગો થઈસ ને આજ દીવસેજ મને બસો વરસ પુરા થયા છે ને આજેજ મારી દસા ઉતરવાનો દાડો

હતો ને મારી દસા આજે ઉતરી તેથી આજ દીવસે તમે મ
ને મલચા ને હું તમને જોઇને ઘણો ખુશી થયો છું ! ને
હું તમને કહું છું કે આપ સાહેબ મારા ગરીબ ઉપર મ
હેરબાની કરીને મારે ઘેર પધારો ને મારા બાળ બચ્ચા
ઓને તે જાદુનાં ગુબજમાંથી કાઢીને મારા જીવને સંતોષ
કરી આપો.

વજીર ચાલો હું તમારી સાથે આવું છું અને મારી
તતબીરથી તથા પરમેશ્વરના હુકમથી તમોને આ દુખમાં
થી છોડાવું છું.

કાચબો કહેવા લાગયો કે ચાલો ત્યારે હું તમોને મારૂ ર-
હેવાનું ઠેકાણું તથા ઘરની જગ્યા બતાવું.

વજીર કહેવા લાગયો કે ચાલો ત્યારે હું તમારીજ સાથે
આવું છું.

કાચબો કહેવા લાગયો કે ચાલો તમો મારી પીઠ ઉપર
બેસી જાવ.

વજીર કહેવા લાગયો કે મારી પાસે આ હોડી છે જે-
આજ હોડીમાં તમારી સાથે આવુ છું.

કાચબો કહેવા લાગ્યો ના ના તમે અને આ હોડીની
અંદર તમે બેઠલાછો તે આ હોડી નથી. પણ અસલ એ

વીંછી છે તો તમે બંને જણા આવીને મારી પીઠ ઉપર સવાર થઈ જાવ એટલે હું તમો બંને જણાંને મારે મુકામે લઇ જઇશ.

વજીર—અમારાથી કેમ તારી પીઠ ઉપર બેશી શકાશે.

કાચબો—સાહેબ તમે આવોતો ખરા તમે બેશી જાવ વાર કરશો નહી. આ સાંભળીને વજીર તથા વીંછી બંને જણાં તે કાચબાની પીઠ ઉપર બેશી ગયા તે કાચબો પેલા વજીર તથા વીંછીને લઇને પાણીના અંદર ચાલ્યો ગયો. થોડીકવાર પછી એક કીનારા ઉપર પહોચી ગયો ને બંને જણાં પાણીથી બહાર નીકળ્યાં એટલામાં વજીર શું જુવે છે કે એક મોટો માંછલો જાદુનો બનાવેલો છે ને તેનાં ઉપર એક મોટો ગુંબજ જાદુનો બનાવેલો ઉભો છે ને તે જાદુના ગુબજનો કોઈપણ ઠેકાણે દરવાજો નજર પડતો નથી આજ વીચારમાં વજીર ઘણાજ હેરાન અને દુખી થયા ત્યારે વજીર એકાન્તમાં બેશી મનમાં વીચાર કરવા લાગ્યો કે હવે એ ગુંબજનો શો વીચાર કરવો એ ટલામાં વજીરને ઉંઘ આવી ગઈ. અને ઉંઘમાંને ઉંઘમાં શું જુવે છે કે એક સાધુ જેવો માણસ પોતાના સામો આ વ્યો અને કહેવા લાગ્યો કે તમો એક કાળા રંગનો કુતરો પાળો અને તેને સધાવીને તમારી પાસે રાખો. અને તેને

તેડીને તમારી સાથે આ જાદુના ગુંબજ પાસે લાવો ત્યારે આ જાદુના ગુંબજની અંદર જવાનો મારગ કુતરાને માલમ પડશે. અને ત્યાર પછી આ જાદુના ગુંબજની અંદર જવાનો રસ્તો તમને મળશે. સાધુ સાથે આટલી વાતો થઇ એટલામાં વજીરની આંખ ઉઘડી ગઇ ને વજીર પોતાના મનમાં ઘણો ખુશી થયો ને ત્યાં પરમેશ્વરની ભકિત કીધી ત્યાર પછી તેજ કાચબાને કીધુ અહીંઆંથી કોઇ મોટો શહેર નજીક છે કાચબો કહેવા લાગ્યો કે ના સરકાર અહીંઆંથી તો શહેર ઘણોજ દુર છે.

વજીર—કે શહેર અહીંઆંથી કેટલું દુર છે.

કાચબો—સાહેબ આશરે બે વરસનો રસ્તો છે,

વજીર—ત્યારે આ કામ કેમ થશે.

કાચબો કહેવા લાગ્યો કે સાહેબ આપને શહેરથી શુ કામ છે.

વજીર કહેવા લાગ્યો કે મને એક કાળા કુતરાની ઘણી જરૂર પડી છે ને તેના વગર ચાલે તેમ નથી.

કાચબો કહેવા લાગ્યો કે ત્યારે શહેર સીવાય તે કાળો કુતરો બીજે કાંઇ મળવાનો નથી.

વજીર કહેવા લાગ્યો કે ચાલો ત્યારે આપણે કોઇ શહેર તરફ જઇએ.

વીંછી કહેવા લાગ્યો કે ચાલો સાહેબ હું હવે એક મોટી હોડી બની જાઉંછું ને તમે બંને જણાં હોડીમાં બેસી જજો.

વજીર કહેવા લાગ્યો કે આપણ કેટલા દિવસે શહેરમાં પહોચીશું

વીંછી કહેવા લાગ્યો કે તમો શું કરવા ગભરાવોછો.

વજીર—કેમ ના ગભરાઇએ બે વરસ કોને કહે છે.

વીંછી--અરે હું તમોને બેજ કલાકમાં કીનારે પહોંચાવી દઇશ કાંઈ ગભરાવું નહી.

વજીર—ત્યારે તો ઠીક ને જો કદી નહીં પહોંચાડેતો

વીછી—તમો બંને જણાં તમારી આંખો મીચી દ્યો.

વજીર તથા ફાતમાબાએ બંને જણાંએ પોતાની આંખો મીચી બંધ કરી લીધી ને પછી ઉઘાડી એટલામાં શું જુવે છે કે એક મોટો હોડી તઇયાર થઇ ઉભી છે તે બંને જણા તે ઉભેલી હોડીની અંદર બેસી ગયા અને દરીયાની સહેલ કરતાં કરતાં આગળ ચાલ્યા હજુ બે કલાક થયા નહી હોય કે શું જુવે છે કે દુરથી દરીયાનો કાંઠો માલમ પડવા લાગ્યો ને થોડીક વારમાંજ દરીયાને કાંઠે પહોંચી ગયા અને બંને જણાં તે હોડીની અંદરથી ઉતરી જઇને શહેરની તરફ ચાલવા લાગ્યા જતાં જતાં તે

નવા શહેરના દરવાજા સુધી પહોચ્યા ને ત્યાં તપાસ કીધી કે અહીંઆં શહેરના અંદર કોઈના પાસે કાળો કુતરો હશે ત્યારે ત્યાંનો એક માણુસ બોલી ઉઠયો કે અહીંઆં ફલાણા ઠેકાણે એક સાધુ રહે છે તેની પાસે એક કાળો ભમર જેવો કુતરો છે પણ તે સાધુ એ કુતરો કોઇને પણ આપતો નથી અને રાત દિવસ એની રખવાળી પોતેજ કરે છે આ વાત સાંભળી વજીર પોતે પેલા સાધુ પાસે જવાની ઈછા કીધી અને પુછતાં પુછતાં તે સાધુનો મઠ શોધી કાઢયો હવે જ્યારે વજીર શહેરની અંદર આવ્યા તેવીજ પેલા સાધુને વજીર આવ્યાની ખબર પડી. ગઈ કે એક વજીર મને શોધે છે અને તે વજીરને કાળા કુતરાની ઘણી જરૂર છે જ્યારે વજીર તે સાધુ પાસે પહોચ્યા તેજ વખતે સાધુ ઉઠી ઉભો થયો અને વજીરની અદબ બજાવી લાગ્યો અને સાધુએ અરજ કીધી કે આવો પ્રધાન પધારો સાધુનાં આવાં વચન સાંભળી સાંભળીને પ્રધાન ઘણો અચંબો કરવા લાગ્યા કે આ સાધુ મને કેવી રીતે ઓળખેછે ને એમને કયાંથી ખબર પડી કે હું પ્રધાન છું તે વખતે તે સાધુએ અરજ કીધી કે વજીર સાહેબ જે વખતે તમો જાદુનો માછલીની ઉપર બેઠા હતા અને તેના ઉપર જે જાદુનો

ગુંબજ છે. તેને તોડવાની ગોઠવણી કરતા હતા. તેની અંદર તમારી કાંઇ પણ અકલ પહોંચી નહિ ને તેજ ચીંતામાંને બીચારમાં તમે નીંદ્રાવસ થઇ ગયા. અને તમોને તે વખતે એક મોટો સાધુ જેવો માણસ આવીને કહી ગયો કે તમો એક કાળો કુતરો પાળો કેમકે તેનાજથી આ જાદુના ગુંબજનો રસ્તો મળશે એવું જે સાધુ તમને કહી ગયા હતા તે સાધુ મારા મોટા ગુરૂ હતા અને તેજ વખતે મને પણ ખબર આપીને ગયા છે કે તારી પાસે એક કાળો કુતરો છે. તે એક દીવસે વજીર ફલાણી ફલાણી તારીખે અને ફલાણે દીવસે એ કાળા કુતરાને લેવા સારૂ આ શહેરમાં આવવાના છે એવું મારા મોટા ગુરૂ કહી ગયા હતા તેથી તેજ દીવસથી હું વીચારમાંને વીચારમાંછું કે એજ દીવસ તથા તારીખ કયારે આવશે અને ત્યાર બાદથી મારી પાસે કોઇપણ માણસ આવ્યો નથી ને આ જેજદીને તમે આવોછો તેથી મને મારા ગુરૂના કહેવાથી યાદ આવ્યુ કે આજ એજ તારીખ તથા દીવસ છે ને આપ પ્રધાન સાહેબછો એવી રીતે મને જણા વાતો કરે છે. એટલામાં કુતરો પણ ફરતો ફરતો ત્યાં આગળ આવી પહોચ્યો તે ત્યાં પ્રધાન સામુ જોઇને ઘણો ભસવા લાગ્યો ને કરડવા દોડે એવું જાણીને મને ખાત્રી થઇ

કે આ કુતરો મને કેમ આટલું ભસે છે. તેના ભસવા ઉપરથી મને પુરેપુરી ખાતરી થઈ કે આજ કુતરાથી જાકુના ગુંબજનો અંત આવશે એવી મને પુરેપુરી ખાતરી થઈ ત્યાર બાદ પેલો સાધુ ઉઠીને ઉભો થયો અને મને ભેટીને કહેવા લાગ્યો કે સાહેબ તમે ને હું બને જણાં એકજ છીએ કેમકે તમે તથા હું બને જણા એકજ ગુરૂના ચેલા થયા તેથી તમારામાં ને આરામાં કાંઈ પણ ફેર તથા જુદાઇ હવે રહી નથી ત્યાર બાદ બંને જણા પાસે બેઠા બેઠા આમ તેમનો ટોલ ટપ્પા મારવા બેઠા હતા. પણ પ્રધાન સાહેબને કાંઇ પણ ચેન પડે નહીં કેમકે તેમને કાળા કુતરાની ઘણી જરૂર હતી તેથી ફરીને તે સાધુને કીધુ કે આ કાળા કુતરાની મને ઘણી જરૂર છે કે તમે પણ બધી હકીકત જાણોછો તે સાંભળીને પેલો સાધુ કહેવા લાગ્યો કે પ્રધાન સાહેબ આપણે તથા તમે કાંઇ જુદા નથી માટે તમે કાંઇ ફીકર ચીન્તા કરશો નહી ને આ કાળો કુતરો મેં તમને બક્ષીશ દાખલ આપ્યો તમે તેને બેલાશક લઇ જાવ. અને તમારૂ કામ તમે પાર પાડો એવી મારી આશીશ છે. આ કુતરાને મેં ઘણા હેતથી પાળી પોશીને ઉછેરેલો છે પણ હવે તમે ને હું એકજ ગુરૂના ચેલા થયા તેથી તમારામાં ને મારામાં કાંઇપણ

ફેર રહ્યો નથી માટે આ કુતરો તમને હું આપું છું એમ કહીને તે કુતરો પ્રધાન સાહેબને હવાલે કરી દીધો ને કીધું કે જાવ તમોને હજુ આગળ ઘણાં મોટાં મોટાં કામ કરવાનાં છે. તેથી હું તમને રોકી શકતો નથી. આવી રીતે સાધુનો બોલ સાંભળી પ્રધાન તરતજ ઉઠી ઉભા થયા અને તે શહેરમાંથી કુતરાને લઇને દરીયાને કાંઠે ગયા અને ત્યાં જઇને પેલા કાળો કુતરો તથા કાચબો તથા પ્રધાન એ ત્રણે હોડીની અંદર બેશી પાછા જાદુના ગુંબજની તરફ હોડીને હંકારી ગયા જતાં જતાં આમ તેમ જુવે તો ત્યાં પાણી વગર કાંઇ પણ ઝાડ પાંત નજર આવે નહીં અને એ ત્રણ સીવાય ત્યાં બીજો કોઇ પણ એમની નજર પડે નહી એમ કરતાં કરતાં તેજ જાદુની માંછલી પાસે જે હોડી આવી પોહોચી અને જ્યારે થોભી ત્યારે તેજ વખતે એ પોતાની સાથે લાવેલા પેલો કાળો કુતરો તે જાદુની માછલીની પીઠ ઉપર કુદી પડયો ને આમ તેમ ફરવા લાગ્યો ને ફરતાં ફરતાં વજીરની પાસે આવ્યો તે જોઇને વજીર પણ તે કુતરાની સાથે ફરવા લાગ્યો ને ફરતાં ફરતાં વજીરની નજર એક તરાડ ઉપર પડી ત્યારે વજીર વીચાર કરવા લાગ્યો કે માંનો નમોંનો

અહીઆંજ કોઇ બારણું હોવો જોઈએ. એવું જાણીને ત્યાં જ ઉભાં થઇ વીચાર કરે છે. કે હવે કેમ કરવું ને આ તરાડ દેખાય છે. અને બારણું પણ અહીઆંજ હોવો જોઇએ એમ કહીને પોતાનો હાથ એ પડેલા તરાડ ઉપર મારયો કે એક અવાજ એવો મોટો થયો અને અવાજની સાથેજ પેલા જાદુનાં ગુંબજમાં જવાનો બારણું ઉઘડી ગયો ને તેનાં અંદર પહેલ વેહેલાં કુતરોજ એક દમ દોડી ગયો ને તે કુતરા પછાડી આપણાં પ્રધાન સાહેબ ગયા. તેમનાં પછી કાચબો તથા તે વીછી પણ બધાના પાછળ પાછળ તે જાદુનાં ગુંબજની અંદર ગયા હવે તે ગુંબજની અંદર જઈને એ ચારે જણાં શુ જુવે છે કે એક મોટો બગીચો ઘણોજ ખુબ સુરત નજર પડયો અને તે બગીચાની આજુ બાજુ ઘણાં ઝાડ બુંટાં તથા તરેહવાર મેવાનાં ઝાડ લાગેલાં છે. અને કેળાં તથા દાડમ સીતાફળ અંજીર નાસપાતી સફરજલ આંબા જમરૂત નારંગી બદામ પીસ્તાં અખરોટ ચાલોરી દરાખ વીગેરે વીગેરે હમે મેવો ખાતા ખાતા આમ તેમ ફરતા હતા.

મેવા વીગેરે ઘણી વસ્તુઓ ચારે જણાંએ ખુબ ખાદી પણ એકેનો પેટ ભરાયો નહી ને જે જે ઝાડ ઉપરથી

કાંઇ પણ વસ્તુ તોડતાં હતાં તે વસ્તુ તરત તેજ ઝાડ ઉપર પાછી જઇને ચોંટી જતી હતી આવી રીતનો ચમત્કાર જોઇને પ્રધાન ઘણો વીચારમાં પડી જઇ આમ તેમ ફરવા લાગ્યો અને ફરતાં ફરતાં પ્રધાનની નજર એક ફુંવારા ઉપર પડી અને તે પ્રધાન ફુવારાની પાસે ગયો તે વખતે પ્રધાનના કાનમાં કોઇ માણુસ ખુબ જોરથી હસે છે એવો અવાજ આવ્યો તે સાંભળીને પ્રધાન વધારે અચંબામાં પડી ગયો ને ત્યાંથી આગળ ત્યાં ફરી કોઇ માણસના રડવાનો અવાજ સંભળાયો પ્રધાન રડવાનો અવાજ જે તરફથી આવતો હતો તે તરફ ચાલ્યો આગલ જતાં શું જુવે છે કે એક ઘણોજ મોટો ઘર એની નજરે પડ્યો પણ તે ઘરની ચારે તરફ પ્રધાન ફરયો પણ તેની અંદર જવાનો મારગ મળો નહી તે પ્રધાન અને તે કાળો કુતરો ફરતાં ફરતાં આગળ ગયા. એટલે તે બંને જણાની નજર એક કાલા સાપ ઉપર પડી અને તે પોતાના દરમાંથી માથુ બહાર કાઢીને બેઠેલો છે. તે કાળા કુતરાની નજર તે સાપ ઉપર પડી તેવો જ કુતરો તરાંપ મારી તે સાપને ઝાલી લીધો અને તેને મારી નાખ્યો. જેવુ તે સાપનું મરણ થયુ કે તરત એ ઘરનું બારણું ઉઘડી ગયો અને પ્રધાન તથા કાળો કુતરો બને જણાં તે ઘરની અંદર ગયા અને અંદર જઇને

શું જુવે છે કે, એ ઘર ઘણોજ સુશોભીત તથા સણગારેલો છે અને તેની અંદર ચાંદી તથા સોનાની મોટી ખુરસીઓ મુકેલી છે. અને એક ખુરસી ઉપર એક પુતલો ઘણો સૂશોભીત મુકેલો છે. તે મુકેલા પુતળા ઉપર પેલા કુતરાની નજર પડી કે તરત તે પુતળા ઉપર કુતરાએ તરાંપ મારી અને જ્યારે કુતરાએ ખુરસીના પહેલા પગથીઆ ઉપર જેવા પગ મુકયા તેવોજ પેલા પુતળાએ પોતાના હાથમાં બંદુક ઉપાડી લીધી અને જ્યારે તે કુતરાએ બીજા પગથીઆ ઉપર જેવો પગ મુકયો તેવોજ તે પુતળો બંદુકની અંદર દારૂગોળી ભરવા લાગ્યો પછી જયારે ત્રીજે પગથીએ પગ મુકયો ત્યારે પેલા પુતળાએ બંદુક ઉંચી કીધી પછી જ્યારે કુતરાએ ચોથા પગથીઆ ઉપર પગ મુકયો કે તે પુતળાએ પોતાનો હાથ તે બંદુકની ચાંપ ઉપર મુકયો ને જે વખતે પાંચમા પગથીઆ ઉપર કુતરો ગયો ત્યારે પેલા પુતળાએ બંદુકની ચાંપ દાબી દીધી. એટલે તે બંદુકનો બાર થયો તે બાર થવાની સાથેજ તે વચારો કુતરો તરતજ મરણ પામ્યો. અને જે વખતે બંદુકનો બાર થનો તે વખતે એક એવો મોટો ભડાકો થયો કે આખો દરીયો તથા પેલી જાદુની માંછલી વીગેરે બધા થર થર ધરૂજવા લાગ્યા અને ચારે તરફથી ધુમાડો થવા

લાગ્યો અને તે કુતરો બચારો જમીન ઉપર પડેલો જોઈ ને પ્રધાન ઘણો અફસોસ કરવા લાગ્યો અને પ્રધાન સાહેબ મનમાં હીમત રાખી આમ તેમ વીચારમાં ફરવા લાગ્યા. આમ તેમ ફરીને પાછા તેજ પુતળા વાલી જગ્યામાં આવ્યા અને તેજ ખુરસી ઉપર હવે પોતે ચઢવા લાગ્યા જ્યારે પહેલા પગથીઆ ઉપર પગ મુકયો કે પેલા પુતળા એ બંદુક હાથમાં ઉપાડી લીધી અને બીજા પગથીઆ ઉપર પગ મુકવાનો આવ્યો તેજ વખત બીજુ પગથીયુ મુકીને ત્રીજા પગથીઆ ઉપર પગ મુકી દીધું ને જેમ જેમ પ્રધાન પગ મુકતા ગયા તેમ તેમ તે પુતળો બંદુકને ઉપાડી ભરી દીધી હવે જ્યારે પાંચમા પગથીઆ ઉપર તે પ્રધાન ગયા ત્યારે તે પુતળાએ તેમનાં ઉપર ફેર કીધું પણ સારા નસીબે એમાં કાંઇ દારૂ ગોળી નહોતી તેથી પ્રધાન બચી ગયા જ્યારે એનો ફેર ખાલી ગયો ત્યારે પ્રધાનને વધારે હીમત આવી ને મનમાં વીચાર કીધો કે હવે કાંઇ ફકર નથી એમ વચાર કરી વધારે હીંમત રાખી તે પુતળાની લગભગ પ્રધાન પોંચી ગયો અને તે મુકેલા પુતળાને પ્રધાને હાથમાં ઉપાડી લીધો. જેવો તે પુતળાને હાથમાં ઉપાડયો કે તમામ જાદુનો ગુંબજ ટુટી ગયો અને આખા દરીયામાં ધુમાડો અને આગના ભડકા

પ્રધાનને બહુ ગુસ્સો આવ્યો ને તે કુતરાના બંને પગ ઝાલીને જમીન ઉપર પટકી નાખ્યો જેવો તે કુતરાને પટ કર્યો કે તે માછલીનો મોંઢો ઉઘડી ગયો તે જોઈ પ્રધાન ઘણો ખુશી થયો અને તે માછલીના મોંઢાની અંદર પોતે ચાલ્યો. અને કાગળમાં લખ્યા મુજબ પ્રધાને બધો ખજાનો તથા તે મોતી તથા જાદુની પુતળી એ બધી ચીજો લઈને બહાર આવ્યો કે પાછો એક એવો મોટો ધડાકો થયો ને આખા દરીયામાં ધુમાડો તથા આગના ભડકા સીવાય કાંઈ બીજુ નજર પડે નહી તે એવી રીતે થોડીકવાર રહયા પછી પાછો ચારે તરફ પાણી વગર કશું નજરે પડતું નથી અને પોતે એક હોડીની અંદર બેઠેલો છે. અને પોતાની પાસે પેલી જાદુની પુતળી તથા કાચબો અને ખજાનો તથા મોતી એટલી ચીજો પોતાની પાસે પડેલી જોઈ પોતે ઘણો ખુશી થયો ત્યાર બાદ પેલો કાચબો બંને હાથ જોડી કહેવા લાગ્યો કે પ્રધાન સાહેબ તમે મારા ગરીબ ઉપર બહુ મોટી મહેરબાની કરી છે ને આ તમારો હેસાન મારાથી કયારે પુરો થશે અને મારાથી આપની ખાતર કાંઈ પણ થઈ શકતુ નથી ને ફરી કાચબો કહેવા લાગ્યો કે સાહેબ તમે મારા ગરીબ ઉપર મહેરબાંની કરી ને મારે ઘેર પધારો કેમકે આજ બસો વરસ પુરાં થઇ

પ્રધાનને બહુ ગુસ્સો આવ્યો ને તે કુતરાના બંને પગ ઝાલીને જમીન ઉપર પટકી નાખ્યો જેવો તે કુતરાને પટ કર્યો કે તે માછલીનો મોંઢો ઉઘડી ગયો તે જોઇ પ્રધાન ઘણો ખુશી થયો અને તે માછલીના મોંઢાની અંદર પોતે ચાલ્યો. અને કાગળમાં લખ્યા મુજબ પ્રધાને બધો ખજાનો તથા તે મોતી તથા જાદુની પુતળી એ બધી ચીજો લઇને બહાર આવ્યો કે પાછો એક એવો મોટો ધડાકો થયો ને આખા દરીયામાં ધુમાડો તથા આગના ભડકા સીવાય કાંઇ બીજુ નજર પડે નહી તે એવી રીતે થોડીકવાર રહ્યા પછી પાછો ચારે તરફ પાણી વગર કશું નજરે પડતું નથી અને પોતે એક હોડીની અંદર બેઠેલો છે. અને પોતાની પાસે પેલી જાદુની પુતળી તથા કાચબો અને ખજાનો તથા મોતી એટલી ચીજો પોતાની પાસે પડેલી જોઇ પોતે ઘણો ખુશી થયો ત્યાર બાદ પેલો કાચબો બંને હાથ જોડી કહેવા લાગ્યો કે પ્રધાન સાહેબ તમે મારા ગરીબ ઉપર બહુ મોટી મહેરબાની કરી છે ને આ તમારો હેસાન મારાથી ક્યારે પુરો થશે અને મારાથી આપની ખાતર કાંઈ પણ થઈ શકતુ નથી ને ફેરી કાચબો કહેવા લાગ્યો કે સાહેબ તમે મારા ગરીબ ઉપર મહેરબાંની કરી ને મારે ઘેર પધાર્યા કેમકે આજ બસો વરસ પુરાં થઇ

ગયાં છે ને હું મારા છોકરાં છઇયાં તથા મારી બાઈડી ના ભેગો થયો નથી પરમેશ્વર જાણે કે તે જીવતા છે કે મરી ગયા છે તે કોને ખબર એવી રીતે કાચબાનું બોલવું સાંભળીને પ્રધાને કીધું ઠીક ચાલો પછી તે હોડી દરીયાની અંદર ચાલવા લાગી અને થોડીક દુર હોડી નહીં પહોંચી હોય કે દરીયાની અંદર પાછો ધુમાડો તથા આગના ભડકા થવા લાગ્યા તે જોઈને પાછો પ્રધાન વીચાર કરવા લાગ્યો કે પાછી કાંઇ બલા આવેછે તે ધુમાડો પ્રધાનની હોડી પાસે આવ્યો અને પાસે આવી તે ધુમાડામાંથી એક હાથ બહાર નીકળ્યો તેના ઉપર કાંઈ લખેલું હતું તે પ્રધાને વાંચ્યું તેમાં એમ લખેલું હતું કે પ્રધાન ઉત્તર તરફ જજે પશ્ચિમ દીસા તરફ જઇશ નહી એવી રીતે લખેલું પ્રધાને વાંચી લીધું પછી તે હાથ પાછો ગેબ થઈ ગયો પછી પ્રધાને ઉત્તર દીસા તરફ હોડી ચલાવીને થોડા દીવસમાં એક કાંઠો નજર પડયો તે જોઇ પ્રધાન પેલી પુતળીને કહેવા લાગ્યો કે આ કાંઠા ઉપર આપણે મુકામ કરીશું કેમકે મુસાફરીથી થાકી ગયા છીએ અને પાણીને પાણીમાં ઘણા દીવસ થઇ ગયા છે માટે અહીંઆં થોડાક દીવસ રહીને આરામ કરી પાછા મુસાફરી કરીશું આવી રીતનું પ્રધાન સાહેબનું કહેવું સાંભળીને

પુતળી તથા કાચબો કહેવા લાગ્યાં કે સરકારની જેવી મ-
રજી હશે તેમ હમારી પણ મરજી છે એવી રીતે જ્યારે
બધાએ કીધું ત્યારે પ્રધાને તેજ કાંઠા ઉપર થોડા દીવસ
આરામ કરવાનો નીશ્ચે કરી ત્યાં મુકામ કરયો ત્યાર પછી
તે જાદુની પુતળી પ્રધાનને કહેવા લાગી કે સરકાર હું
આપણ બધાંને એક વાત કહું છું તે સાંભળો આપણ બ
ધાને તે કામ લાગશે આ વાત સાંભળીને પ્રધાને કીધું કે
ત્યારે કહો આ સાંભળીને પુતળી ઉભી થઇ પોતાના બંને
હાથ જોડીને કહેવા લાગી કે એક વખતે કોઈ બાદશા-
હનો વહાણ દરીયાના તોફાનમાં આવી ગયો અને તે મારી
પાસે આવ્યો અને તે વહાણની અંદર એક રાજકુમાર
પણ બેઠો હતો અને તે કુમાર પોતાનો લગન કરવા
સારૂ કોઈ બીજા દેશાવર ખાતે જવા નીકળ્યો હતો.
પોતાની સાથે પોતાનો લાવ લશકર તથા સામાન વીગેરે
હતો. અને રાજકુમારનાં માણસો પોતપોતામાં આમતેમની
વાતો કરતા હતા તેમનામાં એક જમાદાર હતો તે કહેવા
લાગયો કે એક દીવસે હું મારા બાદશાહના કુંવર સાથે
શીકાર ખેલવા સારૂ જંગલમાં ગયો અને ત્યાં હમે આખો
દીવસ ભટકયા પણ હમને કાંઈપણ શીકાર મળ્યો નહી
ત્યારે છેવટે થાકીને હમે એક મોટા ઝાડની નીચે મુકામ

કરીને બેશ પોહોચી વાર ઘણી વહી હોય, ને હમે ત્યાં સુઇ ગયા તે પછી, હમારી આંખ ઉઘડી ગઈ ત્યાર બાદ હમે શું જોઇએ છીએ કે તે ઝાડ ઉપર કોઇ પક્ષી બેઠા છે. એવું જાણવામાં આવ્યું થોડાકવાર પછી તે પક્ષીમાંથી એક પક્ષી બોલ્યો કે આ ઝાડની નીચે જે માણસ સુતા છે તેમને ઓળખો છો તેમાંથી બીજો પક્ષી બોલ્યો કે હા એતો મારા કુંવર છે ને તે શીકાર ખેલવા સારૂ આ જંગલમાં આવ્યા છે ને તેમને રાત પડી જવાથી આ ઝાડ નીચે આરામ કરયો છે ત્યારે ત્રીજો પક્ષી કહેવા લાગ્યો કે ભાઈ એતો એમજ થાય છે. ત્યારે ચોથો પક્ષી બોલ્યો કે આપણે શું ભાઈ આપણે આપણી વાત કરોને પછી પાંચમો પક્ષી બોલ્યો કે ભાઇ હું એક વાત કહુંછું તે ધ્યાન દઇને સાંભળો એક દીવસે હું ઉડતો ઉડતો ઘણો દુર નીકળી ગયો પછી એક મોટા શહેરમાં ગયો અને તે શહેર એવું તો રળીઆમણું તથા સોભીતું હતું અને ત્યાંની પવન અને હવા તથા પાણી એવો સારો છે કે ગમે તેવો રોગી ત્યાં જાય તે પણ સારો થઇ જાય ને તેનાં શરીરમાં કાંઈપણ રોગનું નામ રહે નહી. અને તે નવા શહેરમાં ત્યાંની બાદશાજાદીએ ત્યાં આગળ એક બગીચો એવો સુંદર તથા રળીઆમણો બનાવેલો હતો કે

તેનું જોડો આખા પૃથ્વી ઉપર થવો મુશકેલ છે અને ત્યાં આગળ એક માલણ એવી ખુબ સુરત તથા રળીઆમણી છે કે તેનો જોડો આખા સંસારમાં પણ થવો મુશકેલ છે અને તેની ખુબી એ છે કે જ્યારે તે બોલે છે. ત્યારે તેના મુખમાંથી ફુલ પડે છે ને જ્યારે તે ચાલે છે ત્યારે ચંદ્રમાં જેવો અજવાળો પટે છે. અને જ્યારે તે હસે છે ત્યારે તેનાં મોંઢામાંથી સાચા મોતી પડે છે. તેજ બાગની અંદર પણ જઇ ચડગો ને મારો મન પણ ત્યાંની રચનાં જોઇને ત્યાંજ થોડા દીવસ રહેવાનો વીચાર થયો અને હું પણ ત્યાંજ રહવા લાગયો અને હવે તે બગીચાની માલીક સાહજાદી ત્યા પેલી માંલણ એ બને જણાની જોવાની મારી મરજી થઈ કે એમને જોઇનેજ જવું એવું નીશ્ચે કરીને ત્યાં હું રહેવા લાગયો થોડા દીવસ ગયા બાદ હુ એક દીવસે તે બગીચામાં બેઠો હતો. અને જાત જાતના ફુલો તથા ફલો જોઇને ખુસી થતો હતો. એટલાં એક નાઝનીન પરી જેવી. ઓરત મારા સામેજ. આવી ઉભી થઈ અને. મને કહેવા લાગી. કે તું અણજાણ્યો. પક્ષી છે, અને તું મારા બગીચાની અંદર કેમ આવ્યો છે. તુ અહીંઆંથી. જતો રહે નહી તો હું તને બાળીને ભસ્મ કરી નાંખીસ આ વાત સાંભળીને હું ઘણો ગભારાઇ ગયો. ને મનમાં વીચાર કરવા લાગ્યો. કે આવી ઇસ્ત્રીઓથી ડરીને જ-

તો • રહીસ તે ઠીક નહી. આવો વિચાર કરીને તે પક્ષી પોતાના મનમાંથી એક નવો કઉતક કાઢી તે પરીને કહેવા લાગ્યો કે હું. અહીઆંથી જતો રહુંછું. પણ એક વાત કહું તે ધ્યાન દઇ સાંભળી લો પછી. હું અહીયાંથી ઉડી જઇસ આ મારા સુખનો સાંભળી ને તે પરી મને કહેવા લાગી. કે તું સું કહે છે, બોલ ત્યારે હું એને કહેવા લાગ્યો. કે આ સહેરનુ નામ સું છે. અને અહીના બાદસા કોણ છે.

માલણ—અરેરે તું પંખરૂ થઇને મને આ સવાલ પછે છે તે તને પુછવાની કાંઇ પણ. સતા નથી.

પક્ષી—બાઇસાહેબ તમે મારા ઉપર આટલા તપી કેમ જાવછો

માલણ—બસ તને સું અધીકાર છે.

પક્ષી—નાના સાહેબ હુંતો તમને અમસથો પુછુંછું કાંઇ ગભરાસો નહિ.

માલણ—ત્યારે તું મને કોણ પુછનારો.

પક્ષી—નાના સાહેબ હુંતો ફકત એક મુસાફર છુ. હમણાં અહીયાંથી જતો રહોસ.

માલણ—ત્યારે હું પણ મુસાફરની સાથે કાંઇ પણ વાત કરતી નથી

પક્ષી—હાય અફસોસ. હાય અફસોસ.

માલણ—શું અફસોસ. કેમ કહે છે.

પક્ષી-હા. અફસોસ તો ખરૂંજ તો

માલણ-મારા બગીચામાં અફસોસ કરવાનું સું કારણ છે,

પક્ષી-તમારા જેવા સારા માણસ થઇ જુઠું બોલે તે અફસોસ

માલણ-હું સું જુઠું બોલી તે કહે.

પક્ષી-ત્યારે જુઠું નહીતો સું સાચુ બોલો છો.

માલણ-પક્ષી તારી મોત આવી છે કે સું.

પક્ષી--ખરી વાત છે કે સાચાનો વખત નથી

માલણ-મુવા ચંડાળ તું અહીયાં કયાથી આવ્યો છે

પક્ષી-ખરૂં કહે તે ચંડાળ કહેવાય

માલણ-કહેવા લાગી કે આજ દીવસ સુધી મારા બગીચા માં કોઇ દીવસ મારા જોવામાં આવ્યો નથી. ને આપંખી. તો ઘણો ચાલાક તથા અનુભવી માલમ પડે છે. માટે આ પક્ષી ને તો અહીંયાંજ રાખવું ઠીક છે. આ વાત થઇ રહયા બાદ માલણ ત્યાંથી ચાલતી થઇ જતાં જતાં તેના પડછાયો ચંદ્ર ના તેજ જેવો પડવા લાગ્યો અને તે પોતાની સાહા જાદીને તેડી ને પાછી ત્થાંજ આંવી ને કહેવા લાગી. કે આપના બગીચાની અંદર એક પક્ષી એવો સારો આવ્યો છે. કે કંઈ કહેવાની વાત નથી તે પક્ષી કોણ જાણે કિયા દેસાવરથી આવ્યો છે. કે આ વાત સાંભળીને સાહા જાદી મારી પાસે આવી અને મને પુછવા લાગી કે તમે કિયા દેસના છો. અને અહીઆં કેમ આ-

ચ્યા છો, પછી મને જવાબ આપવો પડયો. પછી સે પક્ષી. બોલવા લાગ્યો કે હું હીન્દુસ્તાન તરફનો એક મુસાફરછું અને ભટકતો ભટકતો અહીંયાં આવી ચડગોછું અને આ બગીચો જોઇને મને મારો હીંદુસ્તા યાદ આવ્યો અને મારી જુની જુની વાતો યાદ કરીને મારૂ મન સાંતન કરતો હતો. એટલામાં આ તમારી માલણ આવીને મને કહેવા લાગી કે જા. જા. ઉડીજા નહીં તો તને બાળીને ભસમ કરી દઇસ આવા સબ્દો સાંભળીને હું ઘણો દીલગીર થયો, અને મુસાફરનો કોઇ પણ મદત ગાર થતો નથી. આ મારી વાતો સાંભળીને સાહા જાદી મને કહેવા લાગી. કે તમે તમારા હીંન્દુસ્તાનની કાંઈ અજાયબ વાત બયાન કરો પછી હું. કહેવા લાગ્યો. કે સાંભળો હમારા હીન્દુસ્તાનમાં એક, એક, સહેર ગુલસન આ બાદ કરીને છે તે સહેરમાં એક બાદસાહે એવી કારીગીરીથી મહેલ બનાવ્યો છે કે તેના અંદર એક ગુપત બગીચો છે અને તે મકાન ફક્ત બાદસાહ સારૂં જ છે અને તે મકાનમાં બીજા લોકોને જવાની મનાઇ છે. ને તે ફકત આઠ દીવસમાં ગુરૂ વારે બાદસાહ સહેલ તરીકે ત્યાં જાય છે ત્યાં આગળ એક એવો અચંબો મુકેલો છે કે તેવો અચંબો તમારા બગીચામાં નથી. અને તે મહેલના અંદર એક ભોંયરોછે ને તેના અંદર ઉતરવા સારૂં. ફરતી ગામ ફતરનાં પગથીઆં પુરા થવાથી પછી. તેની અંદર

એક મોટો ચોરસ મેદાન છે તેના અંદર આસ પાસ પાકી પ-
થરની ફેનસી બેઠકો બનેલી છે અને તે બેઠકોના વચમાં
એક ચોરસ પાણીનો હોજ છે. તેના અંદર પણ ઉતરવાની
પથરનાંપગથીઆં છે અને તેના અંદર એક પથરનો ફુવારો
ઘણુ જ સોભીતો મુકેલો અને તે ફુવારાના ઉપર એક અ
ડધો ચાંદ. બેસારેલો છે જે વખતે બાદસાહ ત્યાં આવી ને
બેસે તેજ વખતે એજ ફુવારો છુટે છે. ને એના અંદર
થી દુધના સેરો ઉડે છે અને તે દુધ હોજમાં થઇને પછી.
બગીચાનાં ઝડનો પાણીના વતિ તે દુધ મલે છે અને તે બ
ગીચાન અંદર એક મોટી નદી છે, અને તે નદીની અંદર
સોના તથા ચાંદીના માછલા ઓ ફરતાં ફરે છે તે માણુસને જો
વાથી ઘણી ગમત પડે છે અને તેજ બગીચામાં એક ઝાડ.
એવો છે, કે જેની જોડ આખા સંસારમાં નીકળવી મુસકેલ
અને એ ઝાડ ખાસ સોનાનોજ બનાવેલો છે અને તેના
પાંદડ લમનાં છે. અને તેના ઉપર ફુલ તદન સાચા મોતી
ના છે. ને તેની આજુ બાજુ એક. પુખરાજનીકીનારી બાંધે
લી છે. તે જોવાથી માણસના મનને ઘણોજ. આનંદ આપે
અને કદાપી હું પુરે પુરી હકીગત કહેવા માંડુતો કેટલાક
દીવસ લગણ પુરો થાય નહીં અને તે પણ તમને કહેવા સા
રૂં બધો હેવાલ ટુકાણમાં તમને સંભળાવ્યુ છે. પછી. આ વાત

સાંભળીને સાહુજાદી ઘણી ખુસી થઈ. અને મને કહેવા લાગી કે તમે ત્યાંનો કોઈ કારીગર મને મંગાવી આપો તો હમે પણ આ હમારા બગીચામાં કોઇ નવી જાતનો ફુવારો બનાવીએ અને આપને આ મહેનતનો બદલો આપીએ આ વાત પેલી જાદુની પુતળીની પુરી થઇ ત્યારે કાચબો બોલવા લાગ્યો કે સરકાર હું પણ એક વાત તમોને કહું છું તે સાંભળો એક દીવસે હુ દરીયાના કાંઠે બેઠો હતો અને એટલામાં બે માણસ આવ્યા ને તેમાંથી એક બોલવા લાગ્યા કે મારા દેશમાં એક રાજાની દીકરી હતી અને તે મોટી ઉમર લાયક થવા આવી ને એક દીવસે આવો સંભવ બન્યો કે રાજાની દીકરી માંદી થઈ ગઇ ને ઘણી જાતનાં ઓસડો કીધાં અને મોટા મોટા વઇદો તથા હકીમો આવ્યા પણ કોઈથી તેને ફાયદો થયો નહી. એક દીવસે રાણિએ બધા વઈદ અને હકીમોને બોલાવી એક સભા ભેગી કીધી ને કહેવા લગી કે આ મારી દીકરીના લાધે હવે તમારા પાસે કાંઈ ઓસડ છે કે નહીં આ વાત સાંભળીને તેમાંથી એક મોટો હકીમ બોલી ઉઠયો કે આ અમારી રાણી સાહેબ સારાં તો થઇ જશે પણ આ એક છેલો ઈલાજ છે આ વાત સાંભળીને રાણી બોલવા લાગી કે તે શું ઈલાજ છે તે

તાકીદથી કહેસ તે હકીમ કહેવા લાગ્યો કે એમના સારૂ એક નવો મકાન બંધાવાની બાસ જરૂર છે. અને તે એક એકાંત જગ્યામાં હોવો જોઇએ અને તે મકાનના આજુબાજુમાં એક બગીચો જોઇએ અને તેની પાસે એક નદી જોઇએ અને તે મકાન ઘણો ઉંચો હોવો જોઇએ અને તે મકાન ઉપરથી બાર બાર ગાઉ ફરતી ચીજો નજરમાં આવે એટલું ઉંચુ મકાન થવાની જરૂર છે. અને તે મકાનમાં આ રાણી સાહેબને રાખવામાં આવે તો કેટલાક દીવસમાં એમને આરામ થઇ જશે. આ સરવે વાત સાંભળીને તેજ વખતે એક મોટા જંગલમાં ઘણોજ અલબેલો બગીચો અને મહેલ તૈયાર કરયો અને તેમાં અંદર માંદી રાણીને મુકી અને થોડા દીવસમાં પેલી માંદી રાણીને આરામ થવા લાગ્યો અને કેટલાક દીવસની અંદર રાણી સારી થઇ ગઇ એક દીવસ રાણી તેજ મહેલમાં બેઠી હતી. અને આજુબાજુની સહેલ કરતી હતી. એટલામાં તે રાણીની નજર ઘણી દુર સુધીની પહોચી તે શું જોય છે કે એક શીકારી જંગલમાં શીકાર કરવા સારૂ આવેલો છે જે વખતે એ શીકારીએ બંદુકનો ફેર કીધો તે ફેરમાંથી તે ફેરનો અવાજ સાંભળીને એક ગુફામાંથી એક હરણ નીકળી પડયો ને શીકારીના સામેથી

જવા લાગ્યો એટલામાં તે શીકારીની નજર તે હરણ ઉપર પડી ને તેના ઉપર હુમલો કીધો એટલામાં શીકારીની ગફલતથી શીકારીના હાથમાંની બંદુક નીચે પડી ગઈ ને એકદમ પડવાની સાથેજ બંદુક ફાટી ગઈ અને સારા નશીબે શીકારી બચી ગયો પણ દારૂના ઉડવાથી જંગલમાં એકદમ લાય થઇ ગઈ ને પવનના જોરથી કેટલાક સુકા અને લીલા ઝાડો બળવા લાગ્યાં તેના અંદર એક ગરૂં હતું તે લાયની ગરમીથી તપી ગયો ને તેના અંદર એક વાઘ અને વાઘણીને તેનાં બચ્ચાં હતાં તે ગભરાવીને એકદમ નાસવા લાગ્યાં ને નાસતાં નાસતાં થોડીક દુર બહાર નીકળી ગયાં તે વખતે વાઘણીને યાદ આવ્યું કે મારાં નાનાં નાનાં બચ્ચાં ગરૂના અંદર છે તે બળી જશે આવો વીચાર કરીને વાઘણી ત્યાંથી પાછી ફરીને વાઘને કહેવા લાગી કે તમો અહીંઆ ઉભા રહો હું મારા બચ્ચાંઓને લઇને હુ આવુછું એટલું કહીને વાઘણી પોતાનાં બચ્ચાંઓની તરફ ચાલી એટલામાં તો લાહય ઘણી આગળ વધી ગઈ. પણ વાઘણીએ પોતાનાં બચાની લાહયમાં આ બળતી લાહયાગેને કાંઈપણ માલમ પડી નહી અને એકદમ હુમલો કરીને પોતાનાં બચાંની મહોબતની અંદર બચાંઓને લેવા સારૂં બળતી લાહયમાં આવી પડી. હવે લા-

હયનું સું પુછવું વાઘણી અને તેનાં બચ્ચાં પેલી. બળતી લાહ્યમાં બળી ગયા ને વાઘણીએ પોતાનાં બચ્ચાં ખાતર પોતાનાં જાની પણ દરકાર કરી નહી ને બચા ખાતર પોતે જાન ગુમાયો આ બધું વાઘ જોઈને પોતાનાં મન માં ઘણોજ પસતાવો કરવા લાગ્યો. ને વાઘ પોતાના મ-નમાં કહેવા લાગ્યો કે હવે હું શું કરૂં કેમકે મારી વા ઘણી તથા બચ્ચાં જે કાંઇ હતા. તે બધા તો મરી ગયાં ને હું એકલો રહયો એવુ વીચારી પોતે આગળ ચાલવાની તૈયારી કરી ને વાઘ આગળ ચાલતો થયો આ બધું કા રસ્તાન પેલી સાજી થયેલી રાણીએ પોતાનાં નવા મેહેલ માંથી જોતી હતી આ સરવે સંજોગ રાણીએ જોઈને મ નમાં વીચાર કીધો કે મરનાર વાઘણીને પોતાનાં બચ્ચાંઓ ની કેટલી બધી માયા હતી કે પોતાનાં બચ્ચાં ખાતર પો-તાનાં જાનની પણ દરકાર કરી નહી અને વાઘ પોતાનો જીવ બચાવવા સારૂ કોઈ પણ બચાની તરફ જોયુ પણ નહી તેથી માલમ પડે છે કે આ સંસારની અંદર ભાયડા ને બાઇડીઓ બચાઓની માયા નથી તેથી આ સંસારમાં જુઠી માયાવાલા ભાયડાનો કાંઈ ભરોસો નથી તેથી મારે તો સંસાર ભોગવી નથી. ને હવે હું જીવીસ ત્યાં સુધી કોઈ પણ રીતે ભાયડાનો મોંઢો જોવું નહી અને મારી

પચારી ઉમર જ્યાં સુધી છે ત્યાં સુધી પરણવું પણ નહી. કેમકે આ બેવફા ભાયડાની જાતથી કાંઇ પણ લાભ મળે એવું નથી. ત્યારે આપણી આ બાળ ઉમરને કેમ ખરાબ કરવી આવું વીચારી પોતાનાં મનમાં ગોઠવેલા વીચારનો ફોટો ઉતરાવી પોતાનાં મહેલમાં રાખી મુકયો ને સાંજ સવારે જોઇને પોતાનો મન ખુશી કરતી હતી ને પોતાનાં મેહેલનાં ઉપર સોનેરી અક્ષરોથી લખાવી મુકયું કે હું આજથી સત ઉપર આવી છું. ને મારે આજથી કાંઇપણ અસત કામ કરવું નહી આવું મનમાં વીચાર કરી ત્યાં આગળ રાણી ખુશોથી રહેવા લાગી ને તે પછી બધા ઠેકાણે ખબર પડી ગઈ કે જે રાણી ઘણાં દીવસ થયાં માંદી હતી. તે હવે ઘણી સારી રીતે તંદદુરસ્ત અને સાજી થઇ ગઇ છે. અને સાજા થયાની વાત ઘણાં દેશોમાં પસરી ગઈ ને હવે ઘણાં રાજા તથા રજવાડામાંથી પોતાનાં લગનની વાતો મોકલવા લાગ્યા હવે અહીઆંતો આ રાણીએ પોતાના મનમાં નીશ્ચે કરેલો કે કોઇની પણ સાથે પરણવું નહી અને જે કોઇ રાજાની પણવાની વાત આવતી તેને કાંઇપણ ખુલાસાગર જવાબ મળતો નહી ને જે કોઇ ત્યાં લગન માટે જતો હતો તે બધાં નીરાસ થઇને પાછા પોતાને ઘેર જતાં હતાં. તે વાત ઘણા દેશોમાં જાહેર થ-

ઇ ગઇ કે આ રાણી કોઈની પણ સાથે પોતાના લગ્ન કર વા ખુશી નથી માટે હવે બધા લાચાર થયાં કે આવું શું કરવું. અને આ પરણવાનું નાકે છે તેનો શું કારણ છે. તે કોઈનાં પણ સમજવામાં આવી નહી ને આ વાત ચા રે દીશાએ જાહેર થઇ ગઈ ત્યારે કઇક રાજાનાં કુંવરો એને માટે વીચાર કરવા લાગ્યો કે હુંજ એને પરણું ને એનો કારણ શુછે કે જે પરણવા સારૂ ના કહે છે એવું નીસે કરીને એક કુંવર પોતાનાં મનમાં વીચાર કરીને ગોઠ વણી કીધો કે આ સાનાંની ચકલી હાથમાં આવે તો સારૂં એવું નીસે કરી પોતાનાં મન સાથે વીચાર કરયું કે આ બાત કોઇ પણ ઇસ્ત્રી સીવાય બને તેમ નથી એવું તેના મનમાં આવ્યું ને પોતે વીચાર કરીને નીસે કીધું કે હવે ફકીરી લીબાસ પહેરીને દેસો દેસ ફરતાં ફરતાં તે અજા યબ નગરમાં જઇશું ને તે સોનાંની ચકલીની ખબર કાઢીશું આટલું કહી તે સહેજાદો પોતાનાં દેસમાંથી નીકળી આગ ળી ચાલ્યો તે આગળ ચાલતાં ચાલતાં ઘણું દુર એક મો ટા જંગલમાં આવી પડયો અને હવે રાતનો વખત અને અં ધારાની ગભરાટનાં લીધે સાહજાદા એક વાવની ઉપર જઇને મુકામ કીધો અને કોઈ દીવસે તે સાહજાદે મુસાફરી કરી નોતી ને આ પહેલવહેલીજ મુસાફરી હતી હવે આ બીચા

રે સાહજાદો કોઈપણ દીવસે બહાર નીકળેલો નહી રાત દીવસ પોતે સેજ ઉપર સોનાંસે રહેને તે કેટલા બધા માણસો ઉપર હુકુમ બજાવનારો તે માણુસને જે વખતે ચાલવુ પડે છે. તે વખતે પોતાનાં મનનોજ પુછવું જોઈએ કે આ બચારા રાજકુંવરને કેટલી બધી મુસીબતો ઉઠાવવી પડી હશે. ને હવે રાતનો વખત થઇ ગયો ને ત્યાં વાવની ઉપર સહાજાદો એકલો પણ પરમેશ્વર કોઈનેપણ એકલો રાખતો નથી. અને થોડીક રાત ગઇ હશે ને તે શાહજાદાની આંખોમાં ઉંઘ આવવાનો વખત થયો પણ તે સહાજાદાને ઉંઘ કયાંથી આવે તે બચારો મનમાં ને મનમાં ગોઠવણી કરતો હતો અને પોતાની એ સોનાંની ચકલી ઉપર ધ્યાન ધરતો હતો એટલામાં તે વાવમાંથી એક હંસનો જોડો નીકળ્યો ને બંને નર માંદા મળીને પોત પોતામાં વાતો કરવા લાગ્યા કે આજ અમારે ત્યાં એક સહાજાદો આવી વીસરામ કીધો છે ને તે પોતાનો અસલી હાલ મુકીને ફકીર થઇ ગયો છે. આ વાત સાંભળીને તે હંસની માદા કહેવા લાગી કે આ સહાજાદાનો કયાં જવાનો વીચાર છે. ત્યારે હંસ પોતાની માદાને કહેવા લાગ્યો કે આ સહાજાદો અજાયબ નગરની કુંવરી ઉપર આસક થયો છે ને તે ત્યાં જવા સારૂ નીકળેલો છે પણ તે રાણીએ પોતાના મન

માં ઠરાવ કીધેલો છે કે મારી ઉમરમાં કોઈની સાથે પણ લગ્ન કરવું નહી તે સરવે હકીગત વાઘ અને વાઘણીની સરૂઆતથી તે આખર સુધીની કહી સંભળાવી તે આ સ રવે વાતો સાંભળિને તે હંસની માદા કહેવા લાગી કે આ શું મોટી વાત છે આતો એક સહેજ જેવુ કામ છે કાંઈપણ મુસકેલ નથી ત્યારે હંસ કહેવા લાગ્યો કે સારી તે મુસ કલ નથી ત્યારે માદા કેવા લાગી કે સાંભળો આ સહાજા દો એક કામ કરે તો તેના મનમાં ધારેલી આસા પાર પડે એક હુ તેની તજવીજ બતાઉછું સાંભળો આપણી સ રહદમાં એક મોટો સેહેર જેનું નામ ઓરંગાબાદ છે. તે સહેરની અંદર એક ડોસી આસરે વરસ ૧૦૦ ઉપરની ર હેછે તે ડોશી આ ફંનની અંદર ઘણી ચાલાક તથા બહો સ છે કદાપી આ સહાજાદો તે ડોસી સાથે મળે ને પોતાના મનની બધી હકીગત તેને કહેવી તરત આનુ કામ પાર પાડી દેસે ને આ સહાજાદો જરૂર જરૂર કરીને તે રા- ણીની સાથે લગન કરવા પામસે.

આ વાતો સાંભળી ને તે સહાજાદાના મનની કુમળા એલી કળી. ખીલી ગઈ ને તેજ તે ઉંઘ આવતી હતી. તે તો. જતીજ રહી ને હવે તે સહાજાદાને આ વાતથી. મનમાં ચીન્તા વધારે થઈ કે હવે સવાર ક્યારે પડસે અને હુ તે

સહેર તરફ પોંચીસ અને તે ડોસીને સોધી કાઢીસ ને મારા માટે સુ તદબીર છે. તે પુછીને મારી સોનાની ચકલીથી ભેગો થાઉં પોતાના મનમાં ને મનમાં આવી ગોઠવણી કરતો હતો. ને પોતાના મનને સમજીતી આપતો હતો કે હવે દહાડો ઉગે છે ને હુ સહેરમાં જાઉં છું ને તે ડોસીથી. મારૂં બધુ કામ પાર પડી જશે. એવો એવો વીચારમાં લીન થયેલો રાજા બેઠો છે એટલામાં મરગડાં બોલવાનો અવાજ એના કાનમાં આવ્યો ને બધા પંખીડા પોત પોતાના માલા-માંથી નીકળીને ખાવા પીવાની ચીન્તા કરવા લાગ્યા. ને તે હંસનો જોડો પોતાના ઘરની અંદર ચાલ્યો ગયો ને પછી. અજવાળુ થયું. ને સવારના પહોરની ટાઢી ટાઢી પવન થવા લાગી. ને થોડીક વારમાં ઘણી સારી રીતે અજવાળુ થઈ ગ-યું ને સુરજનાં કીરણો દુનીયાં ઉપર પ્રકાસવા લાગ્યા. પછી તે સહાજાદા નો જીવ તેજ ડોસીમાં હતો પછી. તે સહેજા-દા ત્યાંથી ઉઠી અને સહેરની તરફ ચાલવા લાગ્યો. અને ચાલતાં ચાલતાં તે સહાજાદાના પગ થાકી ગયા ને રસ્તામાં સુસ્ત થઈ ગયો ને સુરજનો તડકો અને આફતનો ભડકો સહેજાદાની તેલ તેલ કાઢી નાંખ્યો એટલામાં તે બીચારો સ-હેજાદો રડતો પડતો મરતો તેજ સહેરની નજીક પહોચ્યો દુરથી એમ નજરમાં આવતું હતું કે સહેરના લગભગ

આવી પહોચ્યોહતું આ ઉમેદમાં ને ઉમેદમાં પાછી રાત પડી ગઇ પણ તે સહેરના ઝાંપા સુધી પહોચાયું નહી. હવે તે સહેજાદો પાછો નીરાસ થઇ જીવને નાંખી દીધો ને કહેવા લાગ્યો કે મારા મનની ધારેલી વસ્તુ મને કયારે મલસે ને હું મારી ઇછાને કયારે પોચીસ ચાલો હવેતો અહીંઆંજ મુકામ કરીએ ને આખી રાત અહીઆંજ પડી રહીએ જુઓ હવે પાછો સવાર કયારે પડે છે. ને નસીબ કયારે લડે છે આવો વીચર કરીને ત્યાંજ મુકામ કીધુ પાછી પોતાના મનમાં ગોઠવણી કરવા લાગ્યો. આવો ભયંકર સંભવ ને કાલી કાળી રાતો અને ત્થા સહાજાદાનો એકલો પડી રહેવું ને નીરાસ થઇ જવું આ વાત કાંઈ જેવી તેવી નથી પણ આ એક લખેલો લેખ છે હવે તે સહાજાદાએ વીચારમાં ને વીચાંરમાં આખી રાત પુરી કીધી ને અજવાળુ થવા લાગ્યો તે વખતે સહાજાદાએ સનત કરી મોં હાથ ધોઈ નીરાંત થઇને પાછો સહેરની તરફ જવાનો રસ્તો લીધો અને ચાલતાં ચાલતાં આસરે બપોરનો વખત થવા આવ્યો ત્યારે સહેજાદો તે સહેરની અંદર પોહોચ્યો

સહેરમાં જઈને પુછવા લાગ્યો કે અહીઆં આ સહેરમાં કોઇ ડોસી એવી છે કે જેનો ઉમર આસરે સો વરસની છે ને તે એકલીજ છે અને મોટા ખાનદાની માણુસમાંથી

છે હું એના નામ પણ ભુલી ગયો છું સાહજાદા આવી રીતે પુછતો સહેરમાં ચાલ્યો જતો હતો અને ત્યાંના લોકોએ સાહજાદાને પુરો પુરો જવાબ આપતા નોતા હવે શાહજાદાએ મનમાં વીચાર કીધો કે આ ડોસીનું એમતો કાંઇ પત્તો લાગશે નહી ત્યારે લાચાર થઇ સહાજાદા થાકી પોતે મનમાં વીચાર કીધો કે આ ડોસી નો પતો હવે ગમે તેમ કરીને પણ લગાડવો જોઇએ ને વીચારમાં ને વીચારમાં આમ તેમ ફરવા લાગ્યો એટલામાં સામેથી, એક છોકરો, આવતો હતો, તેના ઉપર સાહજાદાની નજર પડી એટલે તે છોકરાને પોતાની પાસે બોલાવ્યો ને તેને પુછ્યું કે અહીઆં આ સહેરમાં કોઇ ફકીરનો તકીયો અથવા ફકીરની જગ્યા છે. ત્યારે તે છોકરો કહેવા લાગ્યો કે ત્યાં આગળ તો બધા ફકીરો ગંજેરી, ભંગેડી એવા લોકો ત્યાં ઘણા ભેગા થાય છે ત્યારે તે શાહજાદાં કહેવા લાગ્યો કે હાં હાં ત્યાંજ મારે જવું છે. પછી શાહજાદા તે છોકરાની સાથે સાથે ગયો ને સામેથી ફકીરનો તકીયોનજરે પડયો ત્યારે શાહજાદા તેછોકરાને કહેવા લાગ્યો કે તમારે જવું હોય તો જાવ હું હવે ત્યાં જઇશ એવું સાંભળી તે છોકરો પોતાને કામે ચાલ્યો ગયો ને પછી શાહજાદા તે તકીયામાં પહોંચ્યો ત્યાં આગળ જઇ શાહજાદાએથોડીક જગ્યા સાફ કરીને પોતે ત્યાં મુકામ કરયો અને પોતાના ખાવા પીવાની તજવીજ કરી. પોતે ખાઇ પીને નીરાંત થઈ બેઠો બેઠો વી

ચાર કરયો કે હવે કેમ કરવું. એમનેએમ બેસી રહેવાથી કોઈ નેડોસીનો પતો લાગવાનો નથી, પછી પોતે પોતાના મનમાં વી ચારયું કે આ ફકીરોને ગાંજો ભાંગ પાઈયું તો કાંઈ પતો લાગે એવું પોતાના મનમાં ધારયું પછી પોતે એક રૂપીયો પોતાના ખીસામાંથી કાઢયો ને તે રૂપીયાનો ગાંજો ભાંગ વીગેરે જોઈતી વસ્તુઓ મંગાવીને ત્યાં આગળ જે ફકીરો રહેતા હતા તેમને આ પી દીધું.

અને પછી તે ફકીરોને કહેવા લાગ્યો કે આવો સાંઈ આપણે મોજ મારીએ, અને આ ગાંજો તથા ભાંગ ઉડાડીએ કેમકે હમો ઘણા દીવસથી ભટકેલા આજ દીને આ શહેરમાં આવી પડયા છીએ, એ સાંભળીને કેટલાક ફકીરો તથા સાધુઓ ભેગા થઈ ગયા અને પછી ચલમોની ધમાધમી ચાલવા લાગી, પછી ત્યાં આગળ એ લોકોનું શું પુછવું છે કોઈ ગાંજો ધુવેછે ને કોઈ ભાંગ ધુવેછે રગડે છે ને કોઈ દેવતા પાડેછે ને કોઇ કહે છે કે લાવો લાવો હું સાફી પલાડી લાવું, કોઇ કહેવા લાગ્યો કે ચાલો આવો ચલમ તઈયાર થઇ લો દમ લગાવો, એટલામાં એક સાધુ બોલ્યો કે લા વો બચા, એમ કહીને પોતે ચલમ હાથમાં લીધી અને કહેવા લાગ્યો કે આવતો ચીલમ સચા ને કદી ના ભુલના બચા, એમ કરીને ચલમ સર કીધા પછી પોતે ખુબ જોરથી દમ મારીને ચલ મ બીજા સાધુને આપી ને તે પણ કહેવા લાગ્યો કે આવા સાધુ તે અને ભેજ ગાંજે કે પુલે કે પુલે, એમ કહીને બધાસાં તે ચલ

મ ફરવાં લાગી, અને એક પછી એક એમ બધા જણા તે ચ
લમનો દમ લગાવા લાગ્યા, એટલામાં તો તે તકીયામાં ચલમ
ના ગોટેગોટ ઉડવા લાગ્યા. પછી પોત પોતાના મોજમાં આવી
ઝપાટા ઠોકવા લાગ્યા, પછી તેમાંથી એક ફકીર બોલવા લાગ્યો
કે મને કોઈ શહેરમાં જવાનો સબબ થયો ને હું તે શહેર
માં ગયો, ત્યાં મને એક કાળા રંગનો બકરો જોવામાં આવ્યો
ને તેનો કદ તથા તેની ઉંચાઇ એક ગાયના જેવડો હતો તે
બકરો દરરોજે પાંચ શેર દુધ એક ટંકે આપતો હતો, અને
સાંજ તથા સવાર મળીને દશ શેર દુધ આપતો, ને એની
ઉંમર ત્રણ વરસની હતી ને તેને પેટે એક નાનો બચો પણ
હતો ને તે પણ દુધાળજ હતો ને તે બકરાની ટેવ એવી
હતી કે છો મહીના સુધી તે બકરીનુ કામ આપતો હતો ને
પછી છો માસ તે બકરાનુ કામ આપતો હતો, આ વાત સાં
ભળીને તેમાંથી એક બીજો બોલવા લાગયો કે આતો અચં
બાની વાતછે પછી ત્રીજો કહેવા લાગયો કે નાના એતો અ
ચંબાની વાત નથી, તે કહેવા લાગયો કે એક દીવસે હું સ
હેલ તરીકે નીકળેલો તે સોરઠ જીલામાં પહોંચયો, અને ચા
લતાં ચાલતાં રાત પડી ગઈ ને હું થાકી જવાથી એક ઝાડ
ની નીચે બેઠો ને ત્યાં આગળ વીસરામ કીધુ ને થોડીક રાત
ગયા પછી મને એમ જણાયું કે કોઈ માણુસ મારા સામો
ચાલ્યો આવેછે અને તે ચાલતો ચાલતો હેઠ મારી પાસે આ

વીને બેસી ગયો ને હું તે આવેલા માણુસને પુછવા લાગયો કે તમે આટલી મોડી રાતે કયાંથી આવોછો ને તમે કોણછો. પછી આ વાત સંભળીને તે આવેલો માણુસ મને કહેવા લાગયો કે હું જાતે ભાયડોછું પણ એક દીવસે હું આજ ઝાડ ની નીચે આવીને બેઠેલો હતો એટલામાં એક સાધુ આ જ ગયાએ આવી ચડગો ને અહીંઆંજ મુકામ કીધુ એટલામાં એક બીજો મુસાફર પણ આવી ચડયો ને તે માણુસ નોતો પણ ઇસ્ત્રી હતી પછી એ બને મુસાફર તથા હું હમે ત્રણે જણાં આ ઝાડની નીચે બેઠાં, પછી હમે માંહોમાંહે વાતો કરવા લાગ્યા, ને પછી હું પોતે કહેવા લાગ્યો કે સાંભળો હું તમને એક વાત કહુ. પછી હું એને મારો હેવાલ કહેવા લાગ્યો કે હું એક સારા ઘરનો માણુસછું પણ મારા ઘરમાં મારી બાયડી એવી ખરાબ તથા કકળાટવાળી છે કે હું કાંઈ કહી શકતો નથી, ને તેનાજ કલેશના લીધે મે આ દેશાવટો લીધોછે તે પછી તે ઇસ્ત્રી કહેવા લાગી કે મારો વર એવો નઠારો છે કે મને એક ઘડીનો સુખ નથી તે સરવે કારણોથી કંટાળીને બહાર નીકળીછું. હવે પરમેશ્વર એમ કરે કે મને આ ઇસ્ત્રીના અવતાર થી ભાયડાનો અવતાર આપે તો ઘણું સારૂ. આવી વાતો કરતાં કરતાં હમો ઉંઘી ગયાં અને થોડીક વાર પછી હમારી આંખ ઉઘડી ગઈ ત્યાર પછી હમે શુ જોઈએ છીએ કે પેલી જે ઇસ્ત્રી હતી તે પુરેપુરો ભાયડોજ થઇ ગયોછે ને હું ઇસ્રી થઈ ગઈછું તે આજ

દીવસસુધી હું સ્ત્રીનાજ અવતારમાં છું, આ વાતો સાંભળી ને પછી બીજો ફકીર બોલવા લાગ્યો કે મીયાં આવી બહારની વાતો શું કરોછો આપણા આ શહેરનીજ વાત કરોને.

આ શહેરની અંદર એક ડોસી ઘણીજ ઘરડી છે ને તેની ઉંમર આશરે સો સવાસો વરસની છે ને તે ડોસી એવી હુંશીયાર તથા ચાલાક છે કે આ શહેરની અંદર એના બરાબર બીજો કોઈ પણ નીકળવો મુશકેલ છે અને તે ડોશીની પાસે એક પોપટ છે તે પોપટ એવો ચાલાક તથા ચતુર અને બાહોસછે કે જેની ચતુરાઈની બરાબરી કોઈ માણસ પણ કરી શકે તેમ નથી એક દીવસે હું આ વાત સાંભળીને તે ડોસીની સાથે મળવા સારૂ ગયો ને જઈને હું પુછવા લાગ્યો કે આ પોપટ તમારિ પાસે કયાંથી આવ્યો છે કેમકે આ પોપટમાં એવી ચતુરાઈ છે ને મોટા મોટા માણસોમાં પણ એવી ચતુરાઈ જણાતી નથી આ વાત સાંભળીને તે ડોસી કહેવાં લાગી કે સાંભળો મારો ભાયડો એક શહેરની અંદર જમાદાર હતો ને તેની નોકરી ત્યાંના જેલખાનાં ઉપર જમાદારની હતી તે એક દીવસે મારો ધણી નોકરી ઉપર ચડેલો હતો તે વખતે રાજા તરફથી એક કેદી મોકલવામાં આવ્યો ને તે કેદી મારા ભાયડાનાજ તાબામાં સોંપવામાં આવ્યો ને જ્યારે રાત પડી ત્યારે જમાદારે તે કેદીને પુછ્યુ કે તમે કોણ છો અને કયાંથી આવ્યા છો ને અહીંઆં આવવાનો શું સબબ છે ત્યારે તે આવેલો કેદી બોલલવા લાગ્યો કે હું કાંઈ ચોર ચકાર નથી. હું તો ફકત એક સા

ફકીર છું. ને મારૂ કામ દેશ બદેશ ફરવાનું છે તે હું હવે ફરતો ફરતો આ દેશમાં આવી ચડયો છુ ને હું આ શહેરની અંદર આવ્યો એટલે મને કેટલાક માણસો કીમીઆગર કહેવા લાગ્યા અને બધા લોકોએ મને કીમીયાગરજ જાણી લીધો હવે આ વાત આ ખા શહેરમાં વીજળીની પેઠે પસરી ગઈ ને આ વાતની ખબર અહીઆંના રાજાને કાનેપણ પોંચી ગઈ ત્યારે રાજાએ મને બોલાવી ને એકાન્તમાં પુછવા લાગ્યા કે તમને કીમીયા બનાવતાં આવડે છે, માટે તે કીમીઆ મને બતાવો આ વાત સાંભળી તેમને ઘણોજ ખેદ થયો ને પછી લાચારીથી મેં રાજા સાહેબને મેં કીધુ કે સાહેબ કીમીયા શું ને આ વાત શું પછી મારી વાત સાંભળીને ર[illegible]ાહેબ પાછાં મને બહુજ સારી રીતે સમજાવવા લાગ્યા પણ હું તો સાફ નાજ પાડતો ગયો કે મને કીમીયા આવતી નથી પછી રાજાએ મારા આ શબ્દો સાંભળીને મારા ઉપર ઘણો ગુસે થઈ ગયાં ને લાલ પીળી આંખો કાઢીને મને એકદમ જેલની અંદર મોકલાવી દધો હવે હું આ જેલની અંદર આવી પડયો છું. ને આજ મારી હકીકત છે. જે તમો આગળ કહી તેજ છે ને હવે હું તમને એક વાત કહુંછું કે તમે કાંઈ મારાં માટે ખાવા પીવાનો બંદોબસ્ત કરો તો ઠીક કેમકે હું આજ ત્રણ દીવસથી ભુખ્યો છું ને ત્રણ દીવસ થયાં કાંઇ પણ મેં ખાધું નથી. આવી રીતે સાધુનો બોલવુ સાંભળીને જમાદારના મનમાં થોડી ઘણી દયા આવીને પોતાના તાબાનાં સીપાઈઓને બોલાવીને તેમની સાથે ખાંવાનું મં

ગાવી પેલા સાધુને પેટ ભરીને ખવરાવ્યું જ્યારે પેલા સાધુ ખાઇ પીને નીરાંત થયો તે વખત સાધુની તબીયત ઘણી ખુશી થઇને જ માદારને કહેવા લાગ્યો કે જા બચા ખુદા તેરા ભલા કરેગા,, આટલું બોલી પછી જમાદારને પોતાના પાસે બોલાવ્યો ને કહેવા લાગ્યો કે હું તમને એક વસ્તુ એવી આપું છું કે જેની વખાણ કોઈ કરી શકેજ નહી ત્યારે જમાદાર કહેવા લાગ્યો કે મહારાજ એવી તે શું ચીજ છે ત્યારે તે સાધુ કહેવા લાગ્યો કે મારી પાસે એક ડાબલી છે ને તે ડાબલી હું તમને આપું છુ પણ તે ડાબલીને તમો તમારા ઘેર લઇ જઇને ઉઘાડસો તો તેની અંદરથી એક પોપટ નીકળશે અને જે વખત તમોએ પોપટને કાંઇ પણ પુછશો તો તે તરત તમને જવાબ આપશે ને તે પછી જે વખત તમો તમારા ડાબા હાથ ઉપર તાલી મારશો તેજ વખત તે પોપટની ડાબલી થઇ જશે અને તે પછી તે નાની ડાબલીને મોટા ડાબલાની અંદર મુકીને ખીસાના અંદર મુકી દેવી હુવે આ ડાબલી હું તમને બખસીસ તરીકે આપું છું એમ કહીને તે ડાબલી જમાદારને આપીને કીધું કે એ પોપટ તમારા ઘણાં કામમાં આવશે ને આગળ તમને ઘણો કામ લાગશે ને હું પણ અહીંઆંથી પરમ દીવસે ચાલ્યો જવાનો છું ને પાછો તમને એક વાત કહુછું કે કાલે તમને તમારી નોકરીમાંથી રજા મળશે આટલી મારી વાત તમે યાદ રાખજો, પછી સાધુએ કીધું કે જાઓ સાહેબ હવે તમારી નોકરીનો વખત થઇ રહયો છે ત્યાર પછી જમાદાર

નોકરી ઉપરથી પોતાને ઘેર ગયો ને ખાઇ પીને સુઇ રેહગો. પ
છી સવારમાં જેવો તે જમાદાર ઉઠયો કે તેવોજ તે રાજાનો સ
વાર આવ્યો ને જમાદારને કેહેવા લાગ્યો કે જમાદાર સાહેબ
રાજા સાહેબનો હુકમ થયો છે કે તમારે આ સહેરની અંદર ર-
હેવું નહી એકદમ તમે આ શહેર મુકીને ચાલ્યા જાવ ને તમે
નહી જાવ તો તમારા બહુ બુરા હાલ થશે. આવી રીતે પેલા
સવારનો બોલવું સાંભળીને જમાદાર તરત ઉઠી ઉભો થયો. ને
પોતાની સાથે જે કાંઇ પોતાનો સર સામાન લેવા જોગ હતો તે
લઇને શહેરબાર નીકળીને જંગલનો રસ્તો લીધો હવે ચાલતાં
ચાલતાં જમાદારને રાત પડી ગઈ ને ઘણું અંધારૂં થવા આવ્યું
ત્યારે એક જગ્યા સારી જોઇને ત્યાં રાત રેહેવાનો ઠરાવ કરી
પોતે ત્યાં મુકામ કરયો ને પોતાના પાસેનો સામાન ત્યાં મુકીને
પોતે વીચાર કરવા લાગ્યો ને વીચાર કરતાં કરતાં પેલા સાધુની
વાત યાદ આવીને પોતે પેલી ડાબલી ખીસામાંથી કાડીને તેને
હાથમાં મુકીને વીચાર કરવા લાગ્યો કે જોઇએ હવે આ ડાબલી
થી શું થાય છે જો સાધુના કહેવા મુજબ આ ડાબલીનો પો
પટ થઈ જાય તો તો ઠીક ને જો પોપટ નહી બને તો પછિ
આપણુ નસિબ એવિ રિતે વિચાર કરિને તે ડાબલિને આમ
તેમ ફેરવવા લાગ્યો ને તે મનમાં કેહેવા લાગ્યો કે જોઇએ હવે
શું થાય છે. એમ કહિને પેલિ ડાબલિ ઉઘાડિને એનાં અંદરથિ
પેલિ બિજી ડાબલિ કાઢિને હાથમાં મુકિને પછિ જમણા હાથે

તાલિ મારિ એટલે તે ડાબલિનો તરેત પોપટ થઈ ગયો, પોપટ થયો એટલે જમાદાર બહુ ખુશિ થયો ને પછિ તે પોપટને જમાદાર પુછવા લાગ્યો કે હવે મારે શું કરવું જોઇએ ત્યારે તે પોપટ કેહેવા લાગ્યો કે હવે તમે કહિ નહિ જતાં તમારે ઘેર રજ ચાલો કાંઈ બિજે ઠેકાણુ જવાનિ ઉમેદ કરશો નહીં કેમકે આગળ જશો તો તમને બિજી ઘણિ તકલિફ પડશે પોપટનું આવું બોલવું સાંભળિને પછિ જમાદારે પોતાના ઘરનો રસ્તો લિધો અને શેહેર તરફ ચાલવા લાગ્યા અને શહેરમાં આવિ પોતાને ઘેર ગયા હાલ સુધીમાં તેજ ડોસિનિ પાસે એજ પોપટ છે ને તે ડોસિ તે જેમ એ પોપટ કહેછે તેજ પ્રમાણ કરે છે ને તે ડોસિ આ તકિયાનિ પછવાડેજ રહેછે આવિ રિતે ફકિરનિ વાતો સાંભળિને પેલો સહાજાદો મનમાં વીચાર કરવા લાગ્યો કે સવાર પડે એટલે તે ડાસીની પાસે જઇએ આવી રીતે સહાજાદો આખી રાત વીચારમાંને વીચારમાં પડી રહયો ને સવાર થઈ એટલે તે સહાજાદો ઉઠી મોં હાથ ધોઈ નાસતો પાણી કરીને પછી તે ડાસીની તપાસમાં નીકળ્યો અને પુછતાં પુછતાં તેજ ડાસીને ઘેર જઇને ઉભો રહયો પછી તે ડાસીને હાક મારીને પુછવા લાગ્યો કે આ ઘરની અંદર કોણ રહે છે. ત્યારે તે ડાસી કોઇ અણજાણ્યો સાદ સાંભળીને પોતે બારણા ઉપર આવીને પુછવા લાગી કે તમે કોણછો ને અહીંઆં તમે સાકારણથી આવ્યા છો. આવી રીતનો તે ડા-

સીને બોલવું કે હું મુસાફર છું ને ઘણે દુરથી તમારો નામ-સાબલીને તમારી તરફ આવ્યો છું ને હવે તમો મારી મદ્દત કરસો ને મારી ઇછા પુરાવસો એવી આસા છે શાહુજાદાની એવી વાતો સાંભળીને ડોસી કેવા લાગી કે તમો કોઇ સારા ઘરના માણુસ જણાવ છો અને મને એમ જણાએછે તમો કોઇ દસાના મારેલા ઘેરથી નીકળેલા છો માટે હવે તમો મારા ઘરમાં આવો અને આજ દીને તમો મારા પરોણા છો એમ કહીને શાહુજા-દાને પોતાના ઘરની આગળ બોલાવ્યો અને સારી રીતે પુછવા લાગી કે તમો મારા ઘેર સુ કામે આવેલા છો તેમને ખુશીથી કહો શાહુજાદો ડોસીની આ સરવે હકીકત સાભળી પોતે કહેવા લાગ્યો કેકાળ અનદેસાનો મારેલો તમારી તરફ આવીચડયોછું આ વાત કહીને પોતાના ઉપર ગુજરેલી હકીકત અને પેલી રાણીની વારતા અને સાદી નહી કરવાની હકીકત અને પોતાનુ આસક થવુ અને પોતે સફર કરવી અને હંસનાં જોડાની વાતો આ સરવે હકીકત ડોસીને કહી સંભળાવી અને વાઘ અને વાઘણીની પુરે પુરી થએલી હકીકત કહી સંભળાવી અને કહેવા લાગ્યો કે આ મારી લાજ તથા આબરૂ તમારાજ હાથમાં છે કેમકે પરમેશ્વરે સંસારની અંદર એક બીજાને મદદ કરવા સારૂં. અવતાર આપેલો છે. આ કાંઇ પણ ખોટી વાત નથી. પછી ડોસીએ આ શાહુજાદાની સરવે હકીકત સાંભળીને ઘણો અચંબો કરવા લાગીને એ શાહુજાદાને

દીલાસો આપવા લાગી ને કહેવા લાગી કે આ શુ મોટી વાત છે એતો. એક પળનો પણ કામ નથી પછી ડોસી. તે શાહુજાદાને કહેવા લાગી કે. તમો એક છબી પાડનારને તેડી લાવો ત્યારે ડોસીની આ વાત સાંભળીને શાહુજાદો ત્યાંથી પાછો ગયો. એના શહેરમાં જઈને છબી પાડનાર માણુસનેને તે ડોસીનાં ઘેર તેડી લાવ્યો જ્યારે તે છબી પાડનાર માણુસને તે ડોસીની પાસે આવ્યો ત્યારે ડોસી તે માણુસને કહેવા લાગી કે એક ફોટો એવી રીતે તમે મોટી ઉતારો કે. એક મોટું જંગલ ત્યાં તેની બાજુની અંદર નદીનું વેહેવું અને ત્યાં. આગળ મોટા મોટા કોતર ને ગુફાઓ તથા ત્યાં આગળ એક હરણનો જોડો તથા તેનાં નાના નાના બચ્ચાઓ સાથે ને પછી નદીની અંદર પુરનો આવવું અને પાણી ચારે તરફ ફેલાવી જવું તેમાંથી એક હરણી પોતાનાં બચ્ચાં તથા પોતાના હરણને મુકી પોતાનો પ્યારો જાન બચાવી નાસી જવું તે પછી પોતાના હરણની ઉંઘમાંથી આંખ ઉઘડી ત્યારે તે હરણ ઉઠીને જુવેછે તો પોતાની હરણી નજરે પડી નહી. ત્યારે મનમાં વીચાર કીધો કે તેતો હવે નાસી ગઇ છે ને અમારા નાના નાનાં પશુએ અહીંઆં મરી જશે તે બચ્ચાને લીધે પોતે પણ ત્યાંથી ગયો નહીં એટલામાં તો પાણી બધે ફેલાવી ગયો તેમાં તે હરણ તથા તેનાં નાનાં નાનાં

બચ્ચાં તણાઇને મરી ગયાં ને હરણી તો જંગલમાં મજા કરવાને ચાલી ગઇ પણ પોતાના પ્યારાં બચ્ચાં પણ તેને યાદ આવ્યાં નહીં એ બધું તે છબી પાડનાર માણસ ને તે ડોસીએ કહ્યું કે તમે એવીજ રીતે છબી પાડો ને એ સરવે હકીગત તેની અંદર હુબેહુબ ચીતરી બતાવો ત્યારે તે છબી પાડનાર માણસે તે ડોસીના કહેવા મુજબજ બધો ચીતાર જાણે હુબેહુબ બન્યો હોય તેવો જ ફોટો ઉતારીને તે ડોસીને હવાલે કરયો ત્યારે ડોસી તે ફોટો જોઇને ઘણી ખુશી થઇ ને તે સાહજાદાને બતાવીને કહેવા લાગી કે લે જો હવે તારૂં કામ પાર પડે એવું માલમ પડે છે એમ કહી તે ફોટો તે શાહજાદાને હવાલે કરયો ને કીધુ કે ચાલો હવે હું પણ તમારી સાથે આવું છું એમ કહી પોતે ચાલવાની તૈયારી કરવા લાગી અને રસ્તાનો ખરચ વીગેરે જોઇતો સામાન એકઠો કરવા લાગી અને ત્યાંથી બંને જણાં તે શહેર છોડી આગળ ચાલ્યા અને મંજલ દરમંજલ કાપતા કાપતા આગળ વધ્યા અને આશરે બે માસની સફર તેં કરીને અજાયબ નગર શહેરમાં દાખલ થયા જ્યારે તે બંને જણાં અજાયબ નગરમાં પેઠા ત્યારે ઘણે દુરથી તે રાણીનો મહેલ નજરે પડવા લાગ્યો પછી ત્યાંથી તે ડોસી કહેવાં લાગી કે તમે અહીંઆં આ સહેરથી દુર જંગલમાં ત-

માર મુકામ રાખો ને હું તમારી પ્યારી રાણીની પાસે જાઉછું ને તે ઉતારેલી છબી તમે મને આપો એમ કહીને તે છબી લઈ તે સાહજાદાને તે જંગલમાં બેસારી ને પોતે છબો લઈને તે અજાયબ નગરના મહેલની પાસે પહોચી ને દરવાજા ઉપર જઈને રડવા લાગી જે વખતે રાણીએ તે ડોસીના રડવાનો અવાજ સાંભળ્યો તે વખતે પોતાની દાસીઓને કહેવા લાગી કે જુવો આજ આપણાં બારણાં ઉપર કોણ રડે છે રાણીની આ વાત સાંભળીને એક દાસી ત્યાં દોડી ગઈ ને બારણાં ઉઘાડીને શું જુવેછે કે એક ડોસી આસરે વરસ સોની ઉમરની બેઠા બેઠી રડે છે તે દાસી ડોસીને ઘણી બુમો પાડી પણ તે ડોસી પોતાના રોવામાં તે દાસીનુ બોલવું સાંભળ્યું નહી ને જેમ જેમ તે દાસી બુમો પાડે તેમ તેમ તે ડોસી વધારે રડે એવુ જોઈને તે દાસી પાછી પોતાના મહેલમાં રાણી પાસે દોડી ગઇ અને કહેવા લાગી કે આપણા બારણા ઉપર એક ઘણી ઘરડી ડોસી બેઠી બેઠી ઘણી રડે છે. ને હું જઈને ડોસીને ઘણી હાંકો પાડી પણ તે ડોસી પોતાના રડવામાં મારી બુમો પણ સાંભળતી નથી ને વધારે વધારે રડે છે. આ વાત સાંભળીને તે રાણી પોતાના મનમાં વીચાર કીધો કે આજ દીવસ સૂધી આપણા અહીંઆં કોઈ પણ આવ્યું નથી ને આજ આ ડોસી કોણ હશે ને

કેમ રડતી હશે ને મારે ત્યાં કેમ આવી હશે એમ કહેવા લાગી કે ચાલો હું પોતે જઈને જોવું કે તે કોણ છે. ત્યારે પેતે રાણી દરવાજા પાસે આવી. અને શું જુવે છે. કે એક ડોસી આસરે સો વરસની ઉમરની ત્યાં બેઠી રડે છે ત્યારે રાણી તે ડોસીની પાસે આવીને પોતે હાંક મારી પુછવા લાગી કે ડોસીમા તમે કોણછો ને અહીઆં કેમ રડો છો ને તમારે રડવાનુ શું કારણ છે એમ કહીને ડોસીને ઘણી સમજાવી સમજાવીને પોતાના મેહેલમાં લઇ ગઈ જ્યારે હવે તે ડોસી એ રાણીના મેહેલમાં આવી એટલે તે ડોસીએ પાછા રડવાનુ શરૂ કરયું ને વધારે વધારે રડવા લાગી અને કહેવા લાગી કે આ શું ગજબ છે કે મારા આગળથી કોઇ ખસતું નથી અને મને ગભરામણ ચડેછે તે હું દુખની મા રી અહીંયાં આવેલીછું ને હું આ નેક અને પવીત્ર રાણી પાસે જઇશ તો મારી અરજ ઉપર ધ્યાન દેશે ને મારૂ કામ થશે એવી મને આશાછે આ આશા ભરેલી હું આપની પા સે આવીછું પછી રાણીએ આ ડોસીની રસીલી વાતો સાં ભળીને પોતાની બધી દાસીઓને કહેવા લાગી કે તમે બધાં અહીંઆંથી ચાલ્યાં જાવ, તેમને આ ડોસીને એકાન્તમાં કાંઇ પુછવું છે કેમકે આ બીચારી ક્યાંથી આવેલી છે ને એના ઉપર શુ મુસીબત પડેલી છે ને એને શું તકલીફ છે કે એ આટલી બધી નીરાશ થઈને રૂવેછે તેનું શું કારણ છે અને

રોતાં રોતાં પણ બેશુદ્ધ થઈ ગઈછે આવી રીતનું રાણીનું બોલવું સાંભળીને બધી દાસીઓ ત્યાં આગળથી ચાલી ગઈ ઓ ને પછી તે રાણીએ પેલી ડોસીનું માથું પોતાના હાથ માં ઉપાડીને પોતાના ખોળામાં મુકયું, અને પોતાના રૂમાલ થી તે ડોસીનાં આંસુઓ પુછવા લાગી અને કહેવા લાગી કે એ ડોસીમા તમે કેમ રડોછો ને તમારા ઉપર એટલુ બ ધુ શું દુખ આવી પડયુંછે તે બધુ મને સાચેસાચુ કહો તો હું તમોને મદત કરીશ ને તમારૂ દુખ મારાથી ટળશે તો ટાળી આપીશ.

હવે જ્યારે ડોસીએ તે રાણીનું આવી રીતનું બોલવું સાં ભળ્યું ત્યારે તે ડોસીને પુરેપુરી ખાત્રી થઈ ગઈ કે હવે હું આને જેવી રીતે કહીશ એવીરીતે બધુ આ રાણી હવે સાંભળશે એમ જાણી તે ડોસી કહેવા લાગી કે હું તમારો નાંમ સાંભળી ને ઘણા દુરથી આવીછું ને હું પણ તમારાજ જેવી છું. અને આજ દીવસ સુધી મેં પણ લગ્ન કરેલું નથી ને સં- સારનાં અંદર ખોટા ખોટા કામો જોઈને મારો મન નારાજ થઈ ગયો છે કેમકે આ સંસારની અંદર બેવફા અને વફા દાર પણ ઘણાં છે. પણ મારા જોવામાં આજ દીવસ સુધી માં કોઈ પણ માણસ દયાળુ જોવામાં આવ્યો નથી. તેથી મા રૂં મન આ સંસારથી ઉઠી ગયુ છે કેમકે મારી એક બેન હતી અને તેની એક છોકરી હતી. અને તે ઘણી ખુબસુરત

અને બહુ ચાલાક હતી. અને તમને જોઈને મને તે ઘણી યાદ આવે છે કે જાણે હુબેહુબ તમેજ મારા ભાણેજ હો અને તમારૂં સરીર તથા ચાલ તથા બોલવુ એ સરવે તે મારી ભાણેજ જેવુજ છે. તેથી તમને જોઈને એમને ઘણી યાદ આવે છે તેનાં લીધે મને રોવું આવે છે ને મારી અક્કલ પણ ઠેકાણે રેતી નથી માટે મને અહીઆંજ પડી રહેવાદો તો બહુ સારૂં કેમકે તમને જોઇને મારૂં મન ખુશી રહેસે ને હવે હુ દુખની મારીછું ને મારી અકલ ઠેકાણે નથી હાય હવે હું શું કરૂં. એક વખતે હું પણ સહાજાદી હતી. આવો રીતનું ડોસીનું બોલવું સાંભળીને તે સહાજાદી પુછવા લાગી કે ડોસી તમે શુ બોલોછો તમે ફરીથી બોલો આ વાત સાંભળીને ડોસી ચુપ થઇ ગઈ ને તે રાણી ને કાંઇપણ જવાબ આપ્યો નહી અને પાછી તે બેહોસ થઇ ગઇ ત્યારપછી રાણીએ પોતાની બધી દાસીઓને બોલાવીને કહેવા લાગી કે આ ડોસી એમ કહે છે કે હું પણ એક વખતે સહાજાદી હતી આટલું બોલીને આ બેહોસ થઇ પડી ગઇ છે માટે આનું કારણ મને કાંઇ સમજાતુ નથી માટે આમાં તમે શું કહોછો. આવી રીતનુ રાણીનુ બોલવું સાંભળીને તેમાંથી એક દાસી બોલી હા સરકાર ખરો ખોટો વખત બધા ઉપર આવે છે. આ કાંઈ નવાઇની વાત નથી. આવી વાત જયારે દાસીએ કહી.

તો રાણીનાં હૈયામાં ઉતરી ગઇ ને બોલી કે. ચાલો ને આડોસીની ઘણી સારી રીતે માવજત કરો કેમકે આડોસી. પણ કોઈ સારા ઘરની જણાય છે એમ કહીને પછી તે ડોસીને પોતાનાં મહેલની અંદર લઇ ગયા ને તે ડોસીની સારી રીતે ચાકરી કરવા લાગ્યા જેથી તે ડોસી બે ચાર દી-સમાં સારી તંદુરસ્ત થઈ ગઇ ને રાણીની સાથે ઘણી હળી મળીને રહેવા લાગી અને બે વાર દીવસમાં તો જાણે બધા એકજ હોય તેમ થઈ ગયાં હવે તે ડોસી ઉપર રાણી તથા તે બધી દાસીઓની મહોબત વધતી ગઈ અને બધા હલી મલીને રહેવા લાગ્યા. હવે એક દીવસે રાણી પોતે પોતાની દાસીઓને મુકી એક ખુણામાં માંથે હાથ દઈને બેઠી બેઠી કાંઇ વીચાર કરવા લાગી ને તેનો ચહેરો પણ ઉતરેલો હતો. એટલામાં તે ડોસી પણ ત્યાં આવી લાગી અને તે રાણીના માં ઉતરેલો જોઇને તે ડોસી પણ બો-લવા લાગી કે મારી આંખોની કીકી. અને મારી જીંદગીનો સહારો તને આજે શું થયું છે ને તું કેમ ઉદાસ થઈને બેઠી છે ને તારી બધી બલાઓ મારી ઉપર આવે અને તારા બદલામાં હું પોતે મરૂં ને તમે કહો તો ખરા કે આજે શું છે. આવી રીતની પીયારી. પીયારી. વાતો તે ડો-સીની સાંભળીને પછી તે રાણી કહેવા લાગી કે આજ મારો જીવ ઘણો ગભરાય છે ને મારો મન કહી લાગતો નથી. આવી રીતનું રાણીનું બોલવું સાંભળીને તે ડોસી.

કહેવા લાગી કે આવો ઉઠો. અને મારી સાથે આવો હું તમને એક નવી નવાઈની ચીજ બતાઉં અને તે એવી છે કે તમે તમારી ઉમરમાં પણ જોઈ નહી હોય એમ કહીને ડોસી ત્યાંથી રાણીને એકાંત જગીયામાં લઈ ગઈ. અને ત્યાં જઈને તે ઉતારેલો ફોટો તેનો તેના હાથમાં મુકી દીધો ને રાણી ફોટો જોવા લાગી અને આમ તેમ છબી જોઈને મનમાં ખુસી થવા લાગી જેનાં જોવાથી એમ જણાયું કે હવે રાણીની તબીયત ઘણી ખુસી થઈ ગઈ છે જ્યારે તે ડોસીને એવી ખાત્રી થઈ ગઈ કે હવે આ રાણીનો ચીત આ છબીને જોઈ લાગી ગયો છે ને તે છબી જોઈને રાણી દીંગ મુંઢ જેવી થઈને ઉભી જોઈ રહી છે ને કાંઈ પણ બોલતી નથી અને પોતે પણ તે છબી જેવીજ થઈ ગઈ છે. આ જોઈને તે ડોસી પાછી કહેવા લાગી કે. આ છબી તમે જુવો છો તે છબી એક અલબેલા જવાન શાહજાદાએ પડાવી છે અને એક દીવસે તે શાહજાદો સહેલ કરતો કરતો એક નદીનાં કીનારે જઈ ચડયો ને એક ઉંચી જગ્યા ઉપર બેસીને તે નદીની સેર કરતો હતો અને ચોમાંસાનાં દીવસો હતાં અને નદીનાં પાણી ઘણાં રળીઆમણો જણાતો હતો. ત્યાં તે પાણીના હવા એવી ઠંડી આવતી હતી. કે ત્યાંથી શાહજાદાનાં ઉઠવાનો મન થયો નહી અને શાહજાદાનો મન ત્યાં લાગી રહયો. પછી તે શાહજાદો ત્યાં બેસી આમ તેમની સેર કરતો

હતો. એવામાં કરમ સંજોગે તે નદીની અંદર પાણીમાં પુર ચઢવા માંડયું અને જોત જોતામાં નદીનાં પાણી બધે ફેલાવા લાગ્યો અને પાણીનો અવાજ એવો થવા લાગ્યો કે તે શાહજાદો સાંભળીને ઘણો ગભરાવવા લાગ્યો. અને ઉઠી ઉભો થયો ને આગળ ચાલવા લાગ્યો અને આગળ જઈને શું જુવે છે કે નદીનાં બીજે કાંઠે એક ગુફા છે અને તે ગુફાની અંદર એક હરણ ત્થા તેની હરણી હતી. અને નાનાં તેનાં બચાં હતા. ત્યાં આગળ પણ જોત જોતામાં તો. તે હરણના બચાં પાણીમાં તણાવવા લાગ્યા ને તણાંતા આગળ ચાલ્યા તે જોઇને હરણ પોતે પણ પોતાનાં પ્યારા બચાને બચાવવા ખાતર પાણીમાં દોડયો. અને પોતે પણ તણાંતો ચાલ્યો. એટલામાં બચાઓની મા હરણી ગુફામાંથી નીકળીને સું જુવે છે કે મારા નાના નાના બચાં તણાઇ જાય અને મારો નર પણ બચાં ભેગી તાણાયછે આ બનાવ જોઇને હરણી જંગલની તરફ ચાલી ગઈ અને કહેવા લાગી કે હવે શું ચાલો જંગલમાંજ જઇશું ને લહેર કરીશું આપણુને શું છે જ્યાં જઈશું ત્યાં આપણુને ઠીક છે ને ચાલો આપણુ આજે જંજાળમાંથી છુટયા આવી રીતનો વીચાર કરીને હરણી જંગલની તરફ ચાલતી થઇ પણ બચારા નાના નાના બચા તથા નર એમના જીવ ગયા ને હરણીના મનમાં કશુંએ લાગ્યુ નહી આવી રીતનો બનાવ

જોઈને તે સહાજાદાના મનમાં એ વાત ઉતપન થઇ કે અરેરે આ સંસારમાં કશું નથી. સંસારની જુઠી માયા છે ને બાઈડીની જાત બેવફા હોય છે કેમકે પોતાનો ધણી ગયો તે તો ઠીક પણ એણે કાંઇ દરકાર કીધી નહી તેથી આ સંસારમાં કશું નથી ને જુઠી માયા છે કદાપી પોતાનો પતી તથા બચ્ચાંની માયા હોતતો પોતે જંગલમાં જાત નહી ને અમને બચાવવાની કોસેસ કરત પછી સહેજાદાના મનમાં વીચાર થયો કે આ કળજુગ કહે છે. તે ખરી વાત છે કે કળજુગ છે તે આનું નામ પછી પોતે નીશ્ચે કરયુ કે હવે મારે બાઇડી કરવી નહી ને કહી પરણવુ પણ નહી કેમકે ઈસ્ત્રી જાત ઘણી ખરાબ હોયછે કેમકે મેં મારે નજરે જોયું કે ઈસ્ત્રી કરતાં મરદ વફાદાર હોય છે આવી રીતની વાતો ડાસીની સાંભળીને તે રાણીના મનમાં સજડ વાત બેસી ગઇ કે આ એવો હઠીલો સાહાજાદો છે. ને ઈસ્ત્રી જાતને દોષ આપે છે નહી નહી હુંજ આ સાહજાદાની સાથે પરણું અને એની સાથેજ મારૂ લગન પણ થાય ને હું આ સાહજાદાને મારી પુરેપુરી વફાદારી બતાવીને સરવે ઈસ્ત્રીઓ ઉપર જે દોષ મુકયો છે તે બધો દોષ ઉતારી નાખુ ત્યારે તો મારૂ નામ રાણી એવા રીતનો વીચાર કરીને રાણી ડોસીને કહેવા લાગી કે આ સાહાજાદો કયાં છે અને તમે આ સાહાજાદાને ઓળખોછો ને તમે એને ઓળખતા હોય

તો જલદીથી મારી પાસે એમને તેડી લાવો કેમકે એ સહાજાદાની સાથેજ મારે લગ્ન કરવો છે ને મેં નિશ્ચે કરયો છે કે આનીજ સાથે પરણું માટે તમે તાકીદથી બોલાવી લાવો એ સહાજાદો કયાં છે અને કેટલી દુર છે માટે તમે એકદમ અહીંઆંથી જાવ ને બોલાવીને ઝટ આવો આવી રીતનૂ રાણીનુ બોલવુ સાંભળીને તે દાસી કહેવા લાગી કે અરે રાણી તુ આ શું વાત કરે છે કેમકે આતો એક છળી છે કોણ જાણે કે આ સાહાજાદો કયાં હશે અને કીયા દેશનો રહેનાર હશે હવે એને શોધવા જવું અને તેને તેડી લાવવું બહુ મુસકેલ તથા કઠણ છે આ વાત તમારી સમજણમાં શું બેસી ગઈ છે. જુવો રાણી જો કદી તમારી મરજી એમજ હોય તો હું પણ હા પાડુછુ કેમકે તમારૂ વચન મારા માથા ઉપર છે. ને આતો શું પણ એનાથી કઠણ કામ હોય તો પણ તમારી ખાતર હું કોઈ દીવસ ના પાડનાર નથી ચાલો હવે મને તમે રજા આપો એટલે હું સાહાજાદાની તપાસ કરવા સારૂ જાઉં અને તમારા દુખી થયેલા મનને સાન્ત કરૂ કેમકે જયાં સુધી હું આ સાહાજાદાને નહી તેડી લાવું ત્યાંસુધી મારા મનને શાંનતી પડશે નહી આ વાતો કહીને પછી તે ડોસી શાહાજાદાને શોધવાને ચાલી અને તે ડોસીને તો ખબરજ હતી કે શાહજાદો કયાં છે તે બધુ જાણતી હતી. તે ચાલી ચાલીને તેજ શાહજાદાની પાસે ગઈ ને કહેવા લાગી કે એ શાહાજાદા સે હવે તા

રી વાત બરાબર થઇ ગઈ છે ને મેં તારા માટે એ રાણીને ખુબ સમજાવીને તારી સાથે લગન કરવા ખુશી કરી છે અને તે ઘણી ખુસીથી હવે તારીજ સાથે લગ્ન કરશે ને રાણીએ મને બોલાવવા સારૂંજ મોકલી છે માટે હવે ચાલ કાંઇ વાર કરીસ નહિ. કેમકે હવે વાર કરવી નહિ. એમ કહીને તે સહાજાદાને સાથે બોલાવીને તે રાણીનાં મહેલમાં ગઈ અને રાણી તથા એ સહાજાદો બને જણાં ભેટી પડયા અને પછી આમતેમની વાતો કરવા લાગ્યા પછી આ વાતની ખબર ત રાણીની માં તથા બાપને પડી તે પણ ઘણાં ખુશી થથાં ને મનમાં કહેવા લાગ્યા કે આને શું થયું કે એતો પરણવાનું નાજ કેતી હતી ને હવે એ હાંકય છે તેનુ સુ કારણ હશે પછી તે રાણીનો બાપ તથા એની માં વીગેરે તે રાણીનાં મહેલમાં ચાલ્યા અને જોયુ ત્યારે અમ ખાત્રી થઈ ગઈ કે આ સહાજાદો પણ કોઇ સારા ઘરનો છે. ને હું પોતે પણ રાજા છું માટે મારા લાયકજ આ વર છે ને મારી છોડીએ એને પસન કરેલો છે. તે ઠીકજ છે માટે ત્યાં બધા સગાવહાલાને તેડાવીને તે સહાજાદાની સાથે પોતાની દીકરિનું લગ્ન કરાવિ આપ્યું અને તે રાજા તથા રાણી સુખમાં દીવસ ગુજારવા લાગયા હવે અહીઆંથી પેલા દરીયામાંનાં કાચબાની વાત પુરી થઇને વીછી બોલવા લાગી કે સાંભલો કાચબા હવે તમારી વાત પુરી થઈ ગઈ છે ને હવે હુ તમને એક વાત કહુ તે ધ્યાન દઇને સાંભલો એક દિવસે હું જંગલની અંદર ફરતિ ફરતિ ઘણે આઘે દુર નિકળિ ગઇ અને થાકિને એક જગ્યાએ

બેસિ ગઇ અને ત્યાં આગળ સું જોઉંછું કે ત્યાં આગલ કેટ
લાક માણુસ ભેગા થઇને એક મોટા ઝાડનિ પાસે આવ્યા
અને તે ઝાડનાં આસપાસ સાત આંટા ફરિને કહેવા લાગયા કે
આ ઇસ્ત્રી જે હમારિ સાથે છે એનો ફૈંસલો થવો જોઇએ કેમકે
આ એક ઇસ્ત્રી સારૂં પાંચ જણાં લડિમરે છે પહેલા પહેલ આ
સુથાર કહેછે કે અમારિ ઓરત છે ને બિજો આધરજી કહે છે કે
આ મારિ બાયડિ છે અને ત્રિજો સોનિ કહે છે કે આ મારિ પો
તાનિ ઇસ્ત્રિ છે અને ચોથો એક ફકિર કહે છે કે આ મારિ
ઓરત છે અને એનો માલીક હું પોતે છું અને પાંચમો કાજી
સાહેબ એમ કહે છે કે આ મારી લોંડી (અથવા મારી દાસી છે.)
હવે આ પાંચેજણાં અંદર અંદર તકરાર કરે છે ને એમનો ફૈસલો
કેવી રીતે થઇ શકે પછી એ પાંચે જણાંમાંથી એક માણુસ કહેવા
લાગયો કે આ હમે ચારે જણાં એક દેસનાં છીએ. અને હમો ચા
રે જણાં દેસમાંથી સાથેજ શફર કરવા સારૂ નીકલેલા છીએ એટ
લામાં એ ઝાડનાં સાત આંટા પુરા થયા એટલે પછી તે તકરાર
વાળી ઇસ્ત્રી તે ઝાડની સામે આવીને ઉભી થઇ એટલેતે ઝાડ તરત
ફાટયો અને ઝાડનાં બે ફાંકા પડી ગયા હવે તે પાસેજ ઉભેલી ઇસ્ત્રી
તે ઝાડની અંદર ચાલી ગઇ એટલે તે ઝાડ તરત ભેગો થઇ ગયો
ને અસલ જે પરમાણે હતો તેવીજ રીતે થઇ ગયો પછી તે પાંચે
જણા એમને એમ મોં વકાશીને ઉભા થઇ રહયા પછી એમાંથી
એક માણુસ કહેવા લાગયો કે આ ઇસ્ત્રી કોણ હતી તે સાંભળો હુ
તમને એની માહેતી કહું સાંભળો હમે આ ચારે જણાં જયારે હ
મારા દેસમાંથી સફર કરવા સારૂ નીકલ્યા અને જંગલમાં નીકળી
ગયા અને જતાં જતાં હમને ભયાનક જંગલમાં રાત પડી ગઇ એ
ટલે હમે એક ઝાડની નીચે હમે ચારે જણાંએ મુકામ કીધો અને

હમે વીચાર કીધો કે જુવો આ જંગલ ઘણો ભયાનક અને દેસત નાંક અને બીય લાગે એવો છે. માટે આપણે ચારે જણાં વારાફર તી સુઇ રહો ત્યારે એમાંથી એક જણ કહેવા લાગયો કે જુવો આ પણે ચારે જણાં છીએ તો એમાંથી એક એક માણસ ત્રણ ત્રણ કલાક પેહેરો ભરે જયારે એનાં ત્રણ કલાક પુરા થાય તો બીજાને ઉઠાવે ત્યારે આની વાત બધા જણાંએ કબુલ કરી એટલામાં તેમાં થી સુથાર કહેવા લાગયો કે પહેલો પહેરો મારો ત્યારે દરજી કહેવા લાગયો કે બીજો પહેરો મારો અને સોની કહેવા લાગયો કે ત્રીજો પહેરો મારો પછી ફકીર કહે ચાલો ત્યારે છેલો પહેરો મારો એવી રીતે ચારે જણાં મસલત અગર સલાહ કરી બાકીનાં ત્રણ જણાં સુઇ ગયાં પછી તે સુથાર પેહેરો ભરવા લાગયો અને થોડીક વાર થઇ એટલે સુથારને ઉંઘ આવવા લાગી ત્યારે સુથારે વીચાર કીધો કે હવે ઉંઘ આવેછે ને જો કદી ઉંઘી જઇશ તો ઠીક નહી પડે. એમ વીચાર કરીને આમ તેમ ફરવા લાગયો ત્યારે સામે કાંઇ ચીજ પડી હોય એવું તે સુથારના જોવામાં આવ્યું ત્યારે તેની પાસે જઇને શું જુવે છે કે એક લાકડાનો કકડો પડેલો છે. ત્યારે તે લાક ડાનો કકડો હાથમાં ઉપાડીને પોતાની જગયાએ લઇ આવ્યો અને પોતે વીચાર કરવા લાગયો કે હવે ઉંઘ આવે છે તો લાવો એઠા એઠા કાંઇ કામ કરૂ એમ વીચારીને તે લાકડાને ઘડવા લાગયો અને તે લાકડાની એક પુતળી સારી સુંદર બનાવીને તૈયાર કરી એટલે પોતાનાં ત્રણ કલાક પુરા થઇ ગયા. એટલે હવે તે દરજીનો પહેરો આવ્યો ને તેણે દરજીને ઉઠાડી મુકયો કે ઉઠ હવે તારો પહેરો આ વ્યો છે એટલે તે દરજી તરત ઉઠી ઊભો થઇ ગયો ને તે સુથાર જઇને સુઇ ગયો ને દરજી પેહેરો ભરવા લાગયો હવે જયારે દરજી પહેરા ઉપર ચડયો ને આમ તેમ ફરવા લાગયે એટલે તે દરજીની નજર પેલી પુતળીની ઉપર પડી એટલે પોતે હાથમાં તે પુતળીને

ઉપાડીને જોઇ એટલે જાણ્યું કે આતો લાકડાની બનાવેલી છે અને એ પેલા સુથારનુંજ કામછે એણે પોતાની હુંસીઆરી બતાવી છે માટે હવે મારે પણ કાંઇ હુનર બતાવો જોઇએ એમ વીચારીને પોતે પણ તે પુતળીનાં લુગડાં સીવી તઇયાર કરયાં ને તે પુતળીને પહેરાવી દીધાં એટલે તે દરજીના પણ ત્રણ કલાક પુરા થઈ ગયા એટલે તે દરજીએ હવે સોનીને હાંક મારી એટલે સોના તરત ઉઠી ઉભો થયો ને તે દરજી જઇને સુઈ રહયો, હવે જ્યારે સોની પહેરા ઉપર આવ્યો અને પહેરો ભરવા લાગયો એટલે તે સોનીની પણ નજર તેજ પુતળીની ઉપર પડી એટલે હાથમાં ઉપાડીને જોવા લાગયો અને પોતાના મનમાં કહેવા લાગયો કે આ સુથાર તથા દરજી બંને જણાનાં કારસ્તાન છે ને બંને જણાંએ પોત પોતાની ચાલાકી બતાવી છે માટે મારે પણ મારી ચાલાકીને હુસીયારી બતાવવી જોઇએ પછી પોતે પણ પોતાના સાગાન અંદરથી પોતાનાં ઘડવાનાં ઓજારો કાઢીને તે પુતળીની જણસો ઘડવા બેઠો અને તરણ કલાકની અંદર તે સોનીએ કપલાં સાંકળાં પગનાં મોતી હડ સાંકળ ચપકલી માલા કંઠી તુલસાંપાટીઆં દાણીઓ વાળીઓ કાંટા વાળી ચાંપાંત પાંદડીઓ ઝુરમુરીઆ માથાનો ટીકો નાકની બુલાખ વાળી હાથનાં બાજુબંધ સુનાની ચુનીઓ પોંચી ગજરાવેચી તથા હાથ પગનાં છીલા એ વીગેરે બીજી ઘણી જાતની જણસો ઘડીને તે પુતળીને પગથી તે માથા સુધી પહેરાવી દીધી હવે તે પુતળીનું શુ પુંછવું તે પુતળી તો એવી ખુબસુરત બની ગઇ કે જાણે હમણાં તે મોંઢામાંથી બોલશે એટલામાં તે સોનીનાં ત્રણ કલાક પણ પુરા થઇ ગયા અને સોનીનો સુવાનો વખત લગભગ થઇ ગયો એટલે તે સોનીએ પછી ફકીરને ઉઠાડયો ને ફકીર ઉઠી બેઠો થયો ને પછી

તે સોની જઇને સુઇ રહયો ને જ્યારે ફકીર ઉઠયો અને પોતાનાં ધ્યા ન ગયાનમાં લાગવાનો વખત આવ્યો એટલામાં ફકીરની નજર પેલી પુતળીની ઉપર ગઇ એટલે ફકીરે તે પુતળીને પોતાના હાથમાં ઉપાડીને જોવા લાગયો ને આમ તેમ ફેરવવા લાગયો ને વીચાર કરવા લાગયો કે આ મારા સાથવાળા ત્રણે જણાંએ પોત પોતાની કારીગરી તથા હુનર બતાવી ગયા છે માટે આની અંદર મારે પણ કાંઇ હુનર તથા મારી અકલ બતાવવી જોઇએ એમ કહી પોતે પણ વીચાર કરવા લાગયો અને વીચારમાં ને વીચારમાં પોતે ધયાન ગયાનમાં આવીને વીચારયું કે હવે આ પુતળીને જીવ આવે તો ઘણું સારૂ કેમકે એ ત્રણે જણાંએ કારીગરીમાં કાંઈ બાકી રાખ્યુ નથી માટે મારે પણ બરાબર એ લોકોને મળતોજ હુનર બતાવવો એમ કહીને પોતે પરમેશ્વરનો ધ્યાન ધરવા લાગયો અને ફકીર પોતે પણ ઘણો પરેજગાર માણુસ હતો અને તે પરમેશ્વરની ઈસ્તુતી ઘણો કરતો હતો અને તે દીવસે ઘણી આજેજીની સાથે પરમેશ્વરની ઈસ્તુતી કરી એટલે એને ગેબી અવાજ આવ્યો કે એ સાંઇ તને શુ જોઇએછે એટલે તે ફકીરે માંગી લીધુ કે મને કાંઇ જોઇતુ નથી ફકત આ પુતળી છે તેને પરમેશ્વરના હુકમથી વાચા થાય અને તે પુતળી બોલતી થઇ જાય એટલી મારી વીનંતી છે. તે ઉપરથી પરમેશ્વરે તેના બોલવા ઉપરથી તે પુતળીને વાચા આપી ને બોલતી કરી દીધી અને તે પુતળી બોલતી થઇ ને પછી તે ફકીરનો બાકીનો વખત પોતે પરમેશ્વરની ભકતી કરયા પછી બાકીનો વખત થઇ રહયો એટલે સવારનો વખત થયો અને સવાર પડી ગઈ એટલે બધા જણાં ઉઠયા અને પોતપોતાના મોં હાથ ધોઇ તથા દાતણપાંણી કરીને પાછા બધા ભેગા થઇને વાતો કરવા લાગયા એ

ટલામાં શુ જોઇવે છે કે તેજ પુતળી લાકડાની નથી પણ એક ખુબસુરત બઇરી થઇને ઉભી છે અને વાતો કરે છે. એટલે પહેલાનાં ત્રણ જણાં બહુ વીચારમાં પડી ગયાં કે આતો લાકડાની પુતળી હતી ને આ એક માણુસનાં અવતારમા કેવી રીતે બદલાઇ ગઇ ને ત્રણે જણાં ઘણાં વીમાસણમાં પડી ગયાં કે આ શુ કઉતક થઇ ગયું પછી તે માંહો માંહે વઢવાડ કરવા લાગયા પછી તેમાંથી સુતાર કહેવા લાગયો કે એ પુતળીનો માલીક હુંછુ કેમકે એ લાકડાના કકડાને મેં ઘડયુ હતું ત્યારે દરજી કહેવા લાગયો કે ના હું એનો માલીકછું મેં એને લુગડાં શીવીને પહેરાવ્યા છે પછી તે સોની કહેવા લાગયો નહીં નહીં હુંજ એનો માલીક છું. મે એને બધી જણસો ઘડીને પેહેરાવી સણુગારી છે ત્યાર પછી તે ફકીર કહેવા લાગ્યો કે તમે ત્રણે જણાં દુર રહો. એતો હુંજ એનો માલીક છું ને એ મારી મીલકત છે. ને હુ પોતેજ એનો મુખતીયાર છું. કેમકે એતો લાકડાનો કકડો હતો. ને મે પરમેશ્વરની ભકતી કરીને એનાં અંદર જીવ નંખાવ્યો છે. માટે તમારો બધાનો એનાં ઉપર હક નથી. ને હું પોતેજ હકદારછું. એવી રીતનું ફકીરનું બોલવું સાંભળીને એ ચારે જણા માંહો માંહે લઢવા લાગ્યા. પણ એ લોકોનો કાંઇ પણ ફેંસલો થયો નહી ત્યારે માંહો માંહે લઢીને થાકયા. ત્યારે ચારે જણાંએ વીચાર કીધો કે ચાલો હવે કોઇ શહેરની અંદર જઇને આપણો ઇનસાફ કરાવીશું. એ વાત બધાએ પસન કરી એટલે એ ચારે માણુસ તથા તે બઇરી સાથે ત્યાંથી કુચ કરીને એક શહેરની તરફ રવાને થયા. અને એ પાંચે જણાં જંગલની શહેર કરતાં કરતાં એક શહેરની અંદર આવી પોહોચ્યા અને શહેરની અંદર આવીને બધા વીચાર કરવા લાગ્યા કે હવે આનો ફેંસલો કોની પાસે કરાવવો ત્યારે બધાએ કીધું

કે ચાલો આ શહેરની અંદર કાજી સાહેબ રહે છે. તો તેમને ઘેર ચાલો એટલે તે કાજી સાહેબ આપણો ફેંસલો કરી આપશે આ વાત બધાને પસન પડી એટલે ત્યાંથી બધા કાજીનાં ઘરની તરફ રવાને થયા અને કાજીને ઘેર પહોંચ્યા ત્યારે કાજી સાહેબ પોતે કચેરીના અંદર બેઠેલા હતા ત્યાં એ ચારે જણું ફરીયાદ કરવા લાગ્યા ને એક કહે સાહેબ એ મારી બઇરી છે ને બીજો કહીએ મારી છે. એવી રીતે ચારે જણું કહેવા લાગ્યા કે મારીજ બઇરી છે. ત્યારે કાજી સાહેબ કહેવા લાગ્યા કે બાઈ જરા થોભો તે બઇરી કયાં છે. મારી પાસે બોલાવાં એટલે તે બઇરીને બોલાવી ત્યારે કાજી સાહેબે તે બઇરીને જોઇ કે તે ઘણી ખુબ સુરત ત્યાં જણુંતે બાવ પહેરેલી સામે આવી ઉભી રહી. એટલે તે કાજી સાહેબની પણ દાનત ડાગાડોલ થઇને પોતે મનમાં વીચાર કરે છે. કે આ ઓરત ઘણીજ ખુબ સુરત છે. ને આપણું ઘરનાં લાયક છે. તેવો વીચાર કરીને ચારેને કહેવા લાગ્યો કે. આ ઓરતને તમે કયાંથી પકડી લાવ્યા છે. એતો મારા ઘરની લોંડી તથા દાસી છે. ને એ આજ સાત દીવસ થયા મારા ઘરમાંથી નાસી ગઇ છે તે ઉપરથી એમ માલમ પડે છે કે તમેજ લોકો એને મારે ઘેરથી નસાડી ગયા છો. માટે હવે તમારો ઇલાજ કરવામાં આવશે કાજીસાહેબની આ વાત સાંભળીને એ ચારે જણાં બહુ વીચાર કરવા લાગ્યા. કે આપણે તો ઇનસાફ કરાવવા સારૂ કાજી સાહેબ પાસે આવ્યા ત્યાં કાજીયેજ એ ઇસ્ત્રીનાં ગરાગ થઇ બેઠા હવે આનું શું કરવું ને એ ચારે જણાં ઘણું ગભરાવવા લાગ્યાં ને મનમાં કહેવા લાગ્યા કે હમે ચારે જણાં તો ઠીક ઠીક હતા પણ એ કાજી સાહેબ તો બઇરીને લઇ લીધી ને ઉલટો હમારો ઇલાજ કરવા બેઠા છે વા. એ ખાસો ઇનસાફ

થયો છે. હવે આ વાતનાં ભુમાટો આખા શહેરમાં ફેલાવી ગયો ને
તે શહેરનાં ઘણાં લોકો કાજી સાહેબનાં ઘર આગળ ભેગા થઇ ગયા
ને તે ભેગા થયેલા લોકોમાંથી એક ઘરડો માણસ બોલવા લાગ્યો
કે ભાઇઓ તમારી શું તકરાર છે. તે તમે કહો ત્યારે તે ચારે
જણાંમાંથી પહેલા શું થારે કીધું કે સાંભળો હું તમને હમારી સર
વે હકીકત કહું તે ધ્યાન દઇને સાંભળો ત્યારે સુથારે પોતાની
ગુજરેલી હકીકત તે ઘરડા માણસને કહી સંભળાવી તેની હકીકત
પુરી થઇ એટલે તે દરજીએ પોતાની સરવે હકીકત તે ઘરડા મા-
ણસને કહી સભળાવી પછી પેલા સોનીએ પણ પોનાની સરવે હ-
કીકત જાહેર કરીને પછી પેલો ફકીરે પણ પોતાની બધી હકીકત
કહી સંભળાવી. આ વાત સાંભળી તે ઘરડા ડોસાએ કીધું કે તમા-
રો ઇનસાફ ઘણી સારી રીતે થશે તમે ચાલો હમારા શહેરની બા-
હેર થોડીક દુર એક ઝાડ છે. ત્યાં ચાલો એટલે તમને તમારો ત્યાં
આગળ પુરે પુરો ઇનસાફ મળશે. પછી એ લોકોએ એ ઘરડા મા-
ણસની વાત કબુલ કરીને ત્યાંથી એ ચારે જણાં ત્યાં કાજી વીગેરે
બધા ભેગા થયેલા હતા તે સરવે માણસો એમના ઇનસાફ જોવા
સારૂ સાથે ગયા. અને ત્યાંથી શહેર બહાર થોડીક દુર ગયા એટલે
એક ઘણો મોટો ત્યાં જુનો ઝાડ આવ્યો ત્યાં આગળ જઇને બધા
ઉભા થઇ ગયા. ત્યારે એમાંથી એજ ઘરડો માણસ કહેવા લાગ્યો
કે તમે આ ઝાડની આસપાસ સાત આંટા ફરો એટલે તમારો ઇ-
નસાફ થશે એ સાંભળીને એ ચારે જણાં ત્યા એ કાજી સાહેબ ત્યાં
તે બનાવેલી પુતળી એ છોએ જણાંએ ઝાડની આસપાસ ફેરા ફરવા
લાગ્યા જ્યારે સાત આંટા પુરા થયા કે તરત તે ઝાડ એની મેળે
ફાટયો ને તેના બે પડ જુદા થઇ ગયા એટલે તે પુતળી તે ઝાડની

પાસે ગઇ અને તેની અંદર જતી રહી એ પુતળીનું અંદર જવું કે તરત તે ઝાડ ભેગો થઇ ગયો અને અસલ હતો તેજ પરમાણે થઇ ગયો ત્યારે તે ધરડો માણુસ કેહેવા લાગ્યો કે ભાઇઓ આમે પાંચે જણાં છો પણ આમાં તમારી એકે જણની એ બઇરી નોતી પણ જુવો એતો એ ઝાડનીજ હશે ત્યારે ઝાડે લઇ લીધી ત્યારે એ પાંચે જણા મો વકાસીને દીગમુંઢ જેવા ઉભા થઇ રહ્યા ને પછી પેલો ધરડો માણુસ કહેવા લાગ્યો કે ભાઇઓ હવે તમે તમારે રસ્તે જવું હોય તો સુખેથી જાવો કેમકે આ ઉપરથી એમ સાબીત થાઉ છે કે અસલમાં આ ઝાડનુંજ કાંઇ પણ હોવું જોઇએ. પછી ત્યાંથી તે બધા માણુસો પોત પોતાનો કામે જતા રહ્યા ને કાજી સાહેબ પણ મોં વકાસી પોતાનાં શહેરની તરફ રવાને થયા. ને તે ચારે જણાં પણ પોત પોતાને રસ્તે પડયા. હવે આ વીંથીની વાત અહીંઆંથી પુરી થઇને પેલા વજીર સાહેબ કહેવા લાગ્યા કે ચાલો. હવે આપણે જઇએ કેમકે હજુ આગળ આપણુને ઘણું કામ કરવાનું છે. એમ કહીને ત્યાંથી આગળ વધ્યા ને દરીઆની સફર કરવા તૈયાર થયા એટલામાં કાચબો કહેવા લાગ્યો કે ચાલો આપણે સરવે જણાં મારે ઘેર પધારો ને મારા ગરીબ ઉપર મહેરબાંની કરી મારે ઘેર પધારો તો સારૂ કેમકે અહીંઆંથી મારૂ ઘર ઘણો નજીક છે. અને મારે લીધે તમે બહુ કષ્ટ ઉઠાવેલો છે ને મારાથી તમારી કાંઇ પણ મહેમાંનદારી થઇ સકી નહીં માટે આપ ગરીબ ઉપર દયા કરી મારી સાથે પધારો તે સાંભળીને વજીર ત્યાં વીંછી ત્યાં તે જાદુની પુતળી ને કાચબો એ બધા જણા કાચબાને મુકામે ચાલ્યા. જતાં જતાં કાચબો કહેવા લાગ્યો. કે આવો તમે બધા મારી પીઠી ઉપર બેસી જાઓ અને હું તમો બધા જણાંને લઇ જઇસ કેમકે

આગળ દરીઆની અંદર પાણી નથી. ને બધો કાદવ છે માટે અહીંઆં આગળ હોડીનું કામ પડશે નહીં ને હોડી નભસે નહીં માટે આવાં કેમકે આ રસ્તો મારો જાણીતો છે. માટે તમે સરવે જણાં મારી પીઠી ઉપર બેસી જાવ આ વાત સાંભળીને પછી બધા જણાએ કાચબાની પીઠ ઉપર સવાર થઇ ગયા. અને ત્યાંથી કાચબો એ બધાને લઇને ચાલતો થયો. અને જતાં જતાં એક સુરંગ પાસે આવ્યા. અને તે કાચબો તે સુરંગની અંદર બધાને લઇને પેઠો ને એ બધા સુરંગની અંદર ગયા અને સુરંગની અંદર જતાં જતાં એક રાત અને દીવસ પછી એક જગ્યા ઉપર આવ્યા ત્યાં આવ્યા પછી એ લોકોએ અજવાળું જોયું ને સુરંગથી બહાર નીકળ્યા એટલે એ લોકોનાં જોવામાં એક સોનાનો પહાડ નજરે પડયો અને તે સોનાના પહાડની આસપાસ એક સુંદર બગીચો પણ છે અને તે બગીચાની અંદર જઇને જોયું તો ત્યાં આગળ કોઇ પણ માણુસ નજરે પડયો નહી તે ઉપરથી એમ સાબીત થયું કે તે બગીચો સુનો સટછે, આ સરવે હકીકત જોઈ તે વજીર સાહેબ તે કાચબાને કહેવા લાગયા કે આ બગીચો સુનો કેમ પડી રહયો છે ને એ બગીચાનો માલીક કોણ છે પછી વજીરની આ વાત સાંભળીને કાચબો બોલવા લાગયો કે સરકાર સાહેબ એ બગીચો મારો છે ને એનો માલીક હું પોતેછું પણ શું કરૂ કે હું લાચારછું કેમ કે આ બગીચાની અંદર કોઇ પણ મારો રહયો નથી ને મારાં બઈરી બચાં સરવે મરી ખપ્યાં છે આવી રીતની વાતો વજીર તથા કાચબો કરતા હતા એટલામાં તે બગીચામાથી એક ડોસી આવી અને તેમના સામે આવીને ઉભી થઇ ગઇ અને કહેવા લાગી કે તમે કોણછો અને અમારા બગીચાની અંદર તમે કેમ આવ્યાછો કે

કે આ બગીચાની અંદર મને સાડાચારસો વરસ થયાં પણ આ જગયાએ કોઇ પણ માણસ અહીંઆં આવયો નથી ને આજે તમો અહીંઆં આવયાછો તેથી મને અચંબો થાયછે માટે તમે કોણછો. અને કયાંથી આવયા તે મને જણાવો આ વાત ડોસીની સાંભળીને તે કાચબો કહેવા લાગયો કે આ બગીચાની અંદર એક કાચબો ત થા તેનાં બાળ બચ્ચાં રહેતાં હતાં તે બધાં કયાં જતાં રહયાં તે લો કોની તમને કાંઇ ખબર છે. કાચબાની આ વાત સાંભળીને તે ડોસી કહેવા લાગી કે એક દીવસ આ બગીચો મુકીને બીજા બગીચામાં સહેલ કરવા ગઇ હતી. અને ત્યાં આગળ સહેલ કરતાં કરતાં એક ધબાકો એવો સંભળાવ્યો કે જેનાં સાંભળવાથી હું એકદમ ચમકી ગઇ અને આસપાસ જોવા લાગી પણ કાંઇ જણાયું નહીં ને થોડી ક વાર પછી પાછો ધુમાડો જોવામાં આવ્યો અને તે ધુમાડો એટ લો બધો હતો કે મારૂ મન પણ ઠેકાણે રહ્યું નહિ ને તેના સામુ જોઇ શકાયુ નહી ને મારૂ માથુ ફરી ગયું ને તે ધુમાડાથી મારી આંખો જતી રહી ને હું આંધળી થઇ ગઇ ને તે ધુમાડાનું કાંઇ કારણ માલમ પડયો ને તે પછી મને વીચાર આવ્યો કે ચાલો હવે આપણે ઘેર જઇએ ને ત્યાંની પણ ખબર કાઢીએ કે ત્યાં સું છે ને આ ધુમાડો શેનો થયો પછી હું ત્યાંથી વીચાર કરતી કરતી મારા ઘરની તરફ ચાલી અને મારા આ બગીચાના અંદર આવીને શું જોવુંછું કે બધા આ બગીચાની અંદર મરી ગયા છે એટલામાં મારી આંખ ઉઘડી ગઇ.

## સમાપ્ત.